परम पूज्य छगनऋषीजी महाराज
ग्रंथमाळा पुष्प ३
आ पुस्तक नीचेना सरनामे मळशे

प्रकाशक
पटेल पुंजालाल भाईलाल अफ्रीकावाळा
प्रमुख, श्री खंभात स्थानकवासी जैन संघ
कंसारवाड, खंभात (गुजरात)
वाया आणंद
प्रत संख्या १६००० (सोळ हजार)

卐

संवत २०३७ सन १९८१
विजया दशमी ता ८-१०-८१

卐

किंमत रु ३-०० पूरा

卐

ज्ञाननी आशातना टाळवा माटे आ पुस्तक वाचीने अन्य भाई-व्हेनोने वाचवा आपवुं अगर प्रकाशकने पाछुं मोकली आपवुं, जेथी अन्य भाई-व्हेनोने लाभ आपी शकाय पुस्तक मळ्यानी पहोंच तथा अभिप्राय उपरना सरनामे जणाववा विनंती

શ્રી મહાવીરાય નમઃ

# શ્રી નવકાર મંત્ર એ સર્વ ધર્મનો સાર





સંગ્રાહક

ખંભાત સંપ્રદાયના મહાન વૈરાગી આચાર્ય ગુરુદેવ

**પૂ શ્રી કાંતિઋષિજી મહારાજ સાહેબ**



પ્રકાશક :

**પટેલ પુંજાલાલ ભાઇલાલ અકીકવાળા**

પ્રમુખ શ્રી ખંભાત સ્થાનકવાસી જૈન સંઘ

કંસારાવાડ, ખંભાત

કિંમત રૂા ત્રણ પૂરા



# 卐 જીવન તારું સુધાર 卐

જીવન તારુ સુધાર, હો માનવી જીવન તારુ સુધાર,
અનંત કાળથી રખડી રખડીને.
પામ્યો દુખ અપાર હો માનવી
મોહ રાજાથી કર્મો બાંધીને,
રખડ્યો ભવ મોઝાર હો માનવી
ઈન્દ્રીયો પાચ તને મોઘી મળી છે,
કરી લે મનથી વિચાર હો માનવી
વિષ થકી વિષયો છે બહુ ભુંડા
તેમા નહિ સુખ લગાર હો માનવી
સંસારના સુખો તને લલચાવે,
પણ તેમા નહિ સાર હો માનવી
વિતરાગના માર્ગ તને રૂડો મળ્યો છે,
શ્રદ્ધા કરીને સ્વીકાર હો માનવી
શ્રદ્ધાપૂર્વક તુ જીવન જીવજે.
કરી લે તારો ઉદ્ધાર હો માનવી
વ્રત નિયમ તુ રૂડા સ્વીકારજે,
જેથી વધે સદાચાર હો માનવી
સદાચારમા આગળ વધતા.
કરીએ ભવસાગર પાર હો માનવી.
'કાંતિઋષિ'ની શીખ સુણીને,
તારો ભવસાગર પાર હો માનવી..

# * મંગલાચરણ *

શાસનપતિ ચરમ તીર્થંકર ભગવાન
શ્રી મહાવીર સ્વામીનો જય હો.

મહાન ક્રિયા ઉદ્ધારક પરમ પૂજ્ય ૧૦૦૮
શ્રી લવજી ઋષિનુ શાસન અમર તપો.

મહાન પ્રભાવશાળી ગચ્છાધિપતિ ૧૦૦૮
પૂ. શ્રી છગન ઋષિ ગુરવે નમઃ

ક્ષમાના સાગર ગચ્છાધિપતિ ૧૦૦૮
પૂ. શ્રી રત્નચંદ્રજી ગુરવે નમઃ

મહાન તપસ્વી ગચ્છાધિપતિ ૧૦૦૮
પૂ. શ્રી ગુલાબચંદ્રજી ગુરવે નમઃ

અર્હન્તો ભગવંત ઈન્દ્ર મહિતા,
સિદ્ધા શ્ચ સિદ્ધિ સ્થિતા,
આચાર્યા જીન શાસનોન્નતિ કરા,
પૂજ્યા ઉપાધ્યાય કાઃ
શ્રી સિદ્ધાંત સુપાઠકા મુનિવરા, રત્ન ત્રયારાધકા,
પંચૈ તે પરમેષ્ટિનઃ પ્રતિદિન, કુર્વંન્તુનો મંગલમ ॥

શ્રી લવજીઋષિની ગાદીએ શ્રી છગન ઋષિ સોહાય,
વીર પ્રભુનો વારસો [illegible]સને દેતા જાય,
સામાયિક [illegible] ધર્મની સહાય,
ઉપકારી [illegible] કેમ ભૂલાય ?

મંત્રના અદ્‌ભુત ચમત્કારો જાણી તેના ઉપર દૃઢ શ્રદ્ધા થાય તો જ જીવ સાચુ સમકિત અથવા સાચા ખોટાની ચોક્કસ સમજણ પામી જીવન સુંદર બનાવી શકે

અમોને પણ આ માનવ જન્મ વૈષ્ણવ કુળમા મળેલો ત્યા અમારા પિતા અમોને ૭ વરસની ઉમરના મુકી સ્વર્ગે સિધાવ્યા જેથી અમારે મોસાળમા અમારા માતુશ્રી સુરજમાના પિતા પટેલ છગનલાલ પ્રાણજીવનદાસ જેઓ એક દૃઢધર્મી શ્રાવક હતા અને જેમણે ઘણા વૈષ્ણવોને પણ જૈન બનાવેલા, એવા પવિત્ર આત્માનો સહકાર અને સાથ મળ્યો જેમના પ્રતાપે હમો સાચા ધર્મ અને ઝવેરાતનો ધધો શીખ્યા એટલે પાયામા તેમનો અને અમારા માતુશ્રી સુરજબા તથા અમારા (નાની) શિજમમાનો અમને સસ્કાર આપવામા મુખ્ય ફાળો છે તેમનો ઉપકાર મૂળ પાયાનો છે ત્યાર પછી અમારા ગુરુદેવ પરમ પ્રભાવશાળી ગચ્છાધિપતિ ૧૦૦૮ પૂ. શ્રી છગનઋષિજી મહારાજ જેઓ એક નીડર વક્તા હતા, તેમણે અમોને એટલી જ ટકોર કરી કે "છોકરાઓ અંગ્રેજી ભણો છો એટલે સામાયિક કરતા નથી" આ ટકોર એવી શુભ પળે થઈ કે અમારી પંદર વરસની ઉમરથી દરરોજ પ્રતિક્રમણ કરવાનુ શરૂ કરી દીધેલુ

ગુરુ મહારાજનુ ચોમાસુ પૂર્ણ થતા ખભાતના શાસ્ત્રના જાણકાર સુશ્રાવક શા નગીનદાસ અનુપચંદને પૂજ્ય ગુરુદેવે ભલામણ કરી કે આ છોકરાઓ તરફ ધ્યાન રાખશો તેઓ પણ ખતપૂર્વક અમારા જીવનને ઉચ્ચ બનાવવા તત્પર રહેતા જેમના સદ્‌બોધથી અમારી યુવાન ઉમરમા પણ એક મહિનામા ૨૬ દિવસ બ્રહ્મચર્ય પાળવાની પ્રેરણા મળેલી અને તેમા અમારા ધર્મપત્ની મોતીબેનનો પૂરા સાથ મળતા અમો પાળી શકતા હતા

આ બ્રહ્મચર્યના પ્રતાપે જ્ઞાનની જીજ્ઞાસા વધતા જે કોઈ સત-સતીજી ખભાત પધારે ત્યારે તેમનો સમાગમ કરવા માટે ખૂબ ઉત્સાહ રહેતો આમ અનુક્રમે સ્વ. ગચ્છાધિપતિ તપના ભડાર ૧૦૦૮ પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજ પાસે શ્રાવકના વ્રતો અંગીકાર કરવા ભાગ્યશાળી બન્યા ત્યાર પછી મહાન તપસ્વી ગચ્છાધિપતિ ચારિત્રચુડામણી ૧૦૦૮ પૂ. શ્રી ગુલાબચંદજી મહારાજ પાસે શ્રી

દશવૈકાલિક સૂત્ર ભણવાની ઉત્કંઠા થઈ તેઓ એટલી બધી સુંદર રીતે પ્રથમ અર્થ સમજાવી ગાથાઓ ગોખવતા જેથી અમારે ગોખવું પડતું નહીં પરંતુ અમારા કમભાગ્યે માત્ર આઠની સંખ્યા શીખ્યા પછી તેમનો સ્વર્ગવાસ થઈ ગયા.

ત્યાર પછી પરમ વિદૂષી શ્રી નાગરબાઈ મહાસતીજીના સલાહ-સૂચનથી અર્થવાળા પુસ્તકોને સહારે લઈ શ્રી દશવૈકાલિક સૂત્ર પૂર્ણ કરી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫ અધ્યયનો અર્થ સાથે અભ્યાસ કરવામાં ઘણા સંત-સતીજી અને શ્રાવકોનો સહકાર મળેલો. તેમાં પૂજ્ય શ્રી નાગરબાઈ ખાસ ટકોર કરતા કે શ્રી દશવૈકાલિક સૂત્ર સારી રીતે ભણ્યા હોય તે દીક્ષા લે જ અને સારી રીતે પાળી પણ શકે તેમાં વળી શ્રી સર્વમુનિ, શ્રી અરવિંદમુનિ અને શ્રી નવીન ઋષિજી મહારાજને પણ ખૂબ પ્રેરણા દીક્ષા લેવા માટે આપી તેઓને પણ હું શ્રી દશવૈકાલિક સૂત્રના અર્થો સમજાવી ગાથાઓ ગોખાવતો અને તેઓ બધા તૈયાર થતા અને મારે વૈરાગ્ય દૃઢ થતા પૂ. શ્રી નાગરબાઈના મુખકમળથી મને દીક્ષાનો પાઠ ભણાવી સાધુ બનાવ્યો

અને ત્યાર પછી આજ સુધીમાં ઘણા સાધુ-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓનો પરિચય થતા તેઓની પાસેથી ઘણું જાણવાનું મળેલ છે આ બધાયનો ઉપકાર હું કોઈ રીતે ભૂલી શકું તેમ નથી અને આવા અમાપ ઉપકારથી હું થોડું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો છું તે જ્ઞાનનો પ્રચાર કેમ વધુ થાય, તેવી ભાવનાથી આ પુસ્તક લખવા પ્રેરાયો છું

આ પુસ્તક લખવામાં ઘણા ગ્રંથોનો આધાર લેવાનું બનેલ છે તેના લેખકોનો પણ આભાર માનું છું કે જેનાથી મારા જીવનમાં અસર થતા સંક્ષેપમાં આ પુસ્તક હું લખી શક્યો છું છતાં મારા છદ્મસ્થપણાને લીધે જે કાંઈ ખામી રહી ગયેલ હશે તેને વાચકો સુધારીને વાંચશે અને તેનો ખ્યાલ આપવા કૃપા કરશે જેથી મારી ભૂલ હું ભવિષ્યમાં સુધારી શકું એ જ અભ્યર્થના

લી. શ્રી ખંભાત સંપ્રદાયના મહાન પ્રભાવશાળી

સ્વ. ગચ્છાધિપતિ, ૧૦૦૮ પૂજ્ય શ્રી

**છગનઋષિજી મહારાજના ચરણ રજ**

**શ્રી કાન્તિઋષિજી મહારાજ**

# પ્રકાશકનું નિવેદન

ખંભાત સંપ્રદાયના વિદ્યમાન આચાર્ય પૂજ્ય શ્રી કાનિઋષજી મહારાજશ્રીની પવિત્ર કલમે લખાયેલ "શ્રી નવકાર મંત્ર એ સર્વ ધર્મનો સાર" પુસ્તક પ્રસિદ્ધ કરતા અમને અતિ આનંદ થાય છે.

મહાન વૈરાગી પૂ. શ્રી કાનિઋષીજી મહારાજે પ્રસ્તાવનામા પોતાનું જીવન સંક્ષેપમા અન્યત્ર આ પુસ્તકમા દર્શાવેલ છે તેઓ નંગ નિષ્ણાત હતા અને રફ પથ્થર (માણેક-રતનીના રીઅલ પથ્થરો) માંના અશુદ્ધિવાળો ભાગ કમી દૂર કરી-જુદા જુદા ઘાટમા નંગો તૈયાર કરતા અને તે બાદ તેને પોલીસ કરી તે બજારમા મૂકતા અને તેનુ મૂળ કિંમતથી અનેકગણુ મૂલ્ય ઉપજતુ નાની ઉંમરથી જ તેઓ આ વ્યવસાયમા પ્રવેશ્યા અને અનુભવી કારીગરો તેમના દાદા (માતૃશ્રીના પિતા)ની યથાયોગ્ય દોરવણીથી તેઓએ ધીમે ધીમે વધુ યોગ્યતા મેળવી અને ભિન્નભિન્ન ઘાટમા નંગ તૈયાર કરવા ઉપરાંત તેના ધંધામા ક્રય-વિક્રયના કલામા પાવરધા બન્યા આમ પૂજ્યશ્રીનુ જીવન ખરબચડા ખાડખાપણવાળા રફ પથ્થરમાથી કિંમતી નંગ બનાવવામા વીતેલુ જેનુ પુનરાવર્તન તેઓશ્રીએ મોટી ઉંમરે દીક્ષા લીધા છતા, થોડા જ વર્ષમા પોતાનો વિકાસ કરી પોતાના શિષ્યોનો પણ વિકાસ ટૂંક સમયમા કરી બતાવી-તેઓશ્રીએ સમાજ સમક્ષ કરી બતાવેલ છે સામાન્ય માનવમાથી પરમાત્મપદ કેવી રીતે પ્રાપ્ત કરવુ તેનો રાજમાર્ગ પૂજ્યશ્રીએ તેમના વિચારશીલ અને અનુભવના નિચોડરૂપે આ પુસ્તકમા સરળ રીતે રજુ કરેલ છે તેમ આ પુસ્તકના વાચનારને ઠેકઠેકાણે માલૂમ પડશે

નવકાર મંત્રની મહત્તાના ઘણા પ્રાચીન અને અર્વાચીન પદો લખાયા છે તેમાની કેવળ એક જ પંક્તિ અત્રે પ્રસ્તુત કરવાની ઈચ્છા અમો રોકી શકતા નથી

નવકાર મંત્રનો મહિમા મોટો, સુણજો થઈ એક તાર રે,
હૃદયે રાખી રટણ કરો તો, સફળ બને અવતાર રે—નવકાર મંત્રનો.

દશવૈકાલિક સૂત્ર ભણવાની ઇચ્છા થઈ તેઓ એટલી બધી મુદર રીતે પ્રથમ અર્થ સમજાવી ગાથાઓ શીખવતા જેથી અમારે ગોખવુ પડતુ જ નહી પરતુ અમારા કમભાગ્યે ચાર આની સૂત્ર શીખ્યા પછી તેમનો સ્વર્ગવાસ થઈ ગયો

ત્યાર પછી બ્ર. વિદૂષી પૂ. શ્રી તારાબાઈ મહાસતીજીના સહાય-સૂચનથી અર્થવાળા પુસ્તકોનો સહારો લઈ શ્રી દશવૈકાલિક સૂત્ર પૂર્ણ કરી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫ અધ્યયનો અર્થ સાથે અભ્યાસ કરવામા ઘણા સંત-સતીજી અને શ્રાવકોનો સહકાર મળેલો તેમા પૂજ્ય શ્રી શારદાબાઈ ખાસ ટકોર કરતા કે શ્રી દશવૈકાલિક સૂત્ર સાચી રીતે ભણ્યા હોય તે દીક્ષા લે જ અને સારી રીતે પાળી પણ શકે તેમા વળી શ્રી સૂર્યમુનિ, શ્રી અરવિંદમુનિ અને શ્રી નવીન ઋષિજી મહારાજને પણ ખૂબ પ્રેરણા દીક્ષા લેવા માટે આપી તેઓને પણ હુ શ્રી દશવૈકાલિક સૂત્રના અર્થો સમજાવી ગાથાઓ શીખવાડતો અને તેઓ બધા તૈયાર થતા અને મને વૈરાગ દઢ થતા પૂ. શ્રી શારદાબાઈના મુખકમળથી મને દીક્ષાનો પાઠ ભણાવી સાધુ બનાવ્યો

અને ત્યાર પછી આજ સુધીમા ઘણા સાધુ-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓનો પરિચય થતા તેઓની પાસેથી ઘણુ જાણવાનુ મળેલ છે આ બધાયનો ઉપકાર હુ કોઈ રીતે ભૂલી શકુ તેમ નથી અને આવા અમાપ ઉપકારથી હુ થોડુ જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો છુ તે જ્ઞાનનો પ્રચાર કેમ વધુ થાય, તેવી ભાવનાથી આ પુસ્તક લખવા પ્રેરાયો છુ

આ પુસ્તક લખવામા ઘણા ગ્રથોનો આધાર લેવાનુ બનેલ છે તેના લેખકોનો પણ આભાર માનુ છુ કે જેનાથી મારા જીવનમા અસર થતા સક્ષેપમા આ પુસ્તક હુ લખી શક્યો છુ છતા મારા છદ્મસ્થપણાને લીધે જે કાઈ ખામી નો રહી ગયેલ હશે તેને વાચકો સુધારીને વાચશે અને તેનો ખ્યાલ આપવા કૃપા કરશે જેથી મારી ભૂલ હુ ભવિષ્યમા સુધારી શકુ એ જ અભ્યર્થના

લી શ્રી ખભાત સપ્રદાયના મહાન પ્રભાવશાળી

સ્વ ગચ્છાધિપતિ, ૧૦૦૮ પૂજ્ય શ્રી

**છગનઋષિજી મહારાજના ચરણ રજ**

**શ્રી કાન્તિઋષિજી મહારાજ**

# પ્રકાશકનું નિવેદન

ખંભાત સંપ્રદાયના વિદ્યમાન આચાર્ય પૂજ્ય શ્રી કાન્તિઋષિજી મહારાજશ્રીની પવિત્ર કલમે લખાયેલ "શ્રી નવકાર મંત્ર એ સર્વ ધર્મનો સાર" પુસ્તક પ્રસિદ્ધ કરતા અમને અતિ આનંદ થાય છે.

મહાન વૈરાગી પૂ. શ્રી કાન્તિઋષિજી મહારાજે પ્રસ્તાવનામા પોતાનુ જીવન સંક્ષેપમા અન્યત્ર આ પુસ્તકમા દર્શાવેલ છે તેઓ નંગ નિષ્ણાત હતા. અને રફ પથ્થર (માણેક-રત્નોના રીઅલ પથ્થરો) માંના અશુદ્ધિવાળો ભાગ વગેરે દૂર કરી-જુદા જુદા ઘાટમા નંગો તૈયાર કરતા અને તે બાદ તેને પોલીસ કરી તે બજારમા મૂકતા અને તેનુ મૂળ કિંમતથી અનેકગણુ મૂલ્ય ઉપજતુ. નાની ઉંમરથી જ તેઓ આ વ્યવસાયમા પ્રવેશ્યા અને અનુભવી કારીગરો તેમના દાદા (માતૃશ્રીના પિતા)ની યથાયોગ્ય દોરવણીથી તેઓએ ધીમે ધીમે વધુ યોગ્યતા મેળવી અને ભિન્નભિન્ન ઘાટમા નંગ તૈયાર કરવા ઉપરાંત તેના ધંધામા ક્રય-વિક્રયના કલામા પાવરધા બન્યા. આમ પૂજ્યશ્રીનુ જીવન ખરબચડા ખાડખાપણવાળા રફ પથ્થરમાથી કિંમતી નંગ બનાવવામા વીતેલુ. જેનુ પુનરાવર્તન તેઓશ્રીએ મોટી ઉંમરે દીક્ષા લીધા છતા, થોડા જ વર્ષમા પોતાનો વિકાસ કરી પોતાના શિષ્યોનો પણ વિકાસ ટૂંક સમયમા કરી બતાવી-તેઓશ્રીએ સમાજ સમક્ષ કરી બતાવેલ છે. સામાન્ય માનવમાથી પરમાત્મપદ કેવી રીતે પ્રાપ્ત કરવુ તેનો રાજમાર્ગ પૂજ્યશ્રીએ તેમના વિચારશીલ અને અનુભવના નિચોડરૂપે આ પુસ્તકમા સરળ રીતે રજુ કરેલ છે તેમ આ પુસ્તકના વાચનારને ઠેકઠેકાણે માલૂમ પડશે.

નવકાર મંત્રની મહત્તાના ઘણા પ્રાચીન અને અર્વાચીન પદો લખાયા છે તેમાની કેવળ એક જ પંક્તિ અત્રે પ્રસ્તુત કરવાની ઇચ્છા અમો રોકી શકતા નથી.

નવકાર મંત્રનો મહિમા મોટો, સુણજો થઈ એક તાર રે,<br>
હૈયે રાખી રટણ કરો તો, સફળ બને અવતાર રે—નવકાર મંત્રનો.

# આણુપૂર્વિ ગણવાની રીત

જ્યા ૧ હોય ત્યા નમો અરિહંતાણં બોલવુ
જ્યા ૨ હોય ત્યા નમો સિદ્ધાણ બોલવુ
જ્યા ૩ હોય ત્યા નમો આયરિયાણ બોલવુ
જ્યા ૪ હોય ત્યા નમો ઉવજ્ઝાયાણં બોલવું
જ્યા ૫ હોય ત્યા નમો લોએ સવ્વ સાહુણ બોલવુ

આણુપૂર્વિ ગણુજયો જોય, છમાસી તપનુ ફળ હોય.
સંદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર
શુદ્ધ વસ્ત્ર ધરી વિવેક, દિન દિન પ્રત્યે ગણવી એક
એમ આણુપૂર્વિ જે ગણે, તે પાચસે સાગરના પાપને હણે.

અશુભ કર્મ કે હરણકુ મત્ર બડો નવકાર,
વાણી દ્વાદશ અગમે, દેખ લિયો તત્ત્વસાર,
તે બાધે શુભ દેવનુ આયુષ્ય અપર પાર,
ઓગણીસ લાખ ત્રેસઠ હજાર છસે બાસઠ પળ,
ત્યા સુધી સુખ ભોગવે, નવકાર મત્રનુ ફળ

૧

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

૨

| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

૩

| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

૪

| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

૫

| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

૬

| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

૭

| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

૮

| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

૯

| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

૧૦

| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

૧૧

| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

૧૨

| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

૧૩

<table>
<tr><td>૧</td><td>૩</td><td>૪</td><td>૫</td><td>૨</td></tr>
<tr><td>૩</td><td>૧</td><td>૪</td><td>૫</td><td>૨</td></tr>
<tr><td>૧</td><td>૪</td><td>૩</td><td>૫</td><td>૨</td></tr>
<tr><td>૪</td><td>૧</td><td>૩</td><td>૫</td><td>૨</td></tr>
<tr><td>૩</td><td>૪</td><td>૧</td><td>૫</td><td>૨</td></tr>
<tr><td>૪</td><td>૩</td><td>૧</td><td>૫</td><td>૨</td></tr>
</table>

૧૪

<table>
<tr><td>૧</td><td>૩</td><td>૫</td><td>૪</td><td>૨</td></tr>
<tr><td>૩</td><td>૧</td><td>૫</td><td>૪</td><td>૨</td></tr>
<tr><td>૧</td><td>૫</td><td>૩</td><td>૪</td><td>૨</td></tr>
<tr><td>૫</td><td>૧</td><td>૩</td><td>૪</td><td>૨</td></tr>
<tr><td>૩</td><td>૫</td><td>૧</td><td>૪</td><td>૨</td></tr>
<tr><td>૫</td><td>૩</td><td>૧</td><td>૪</td><td>૨</td></tr>
</table>

૧૫

<table>
<tr><td>૧</td><td>૪</td><td>૫</td><td>૩</td><td>૨</td></tr>
<tr><td>૪</td><td>૧</td><td>૫</td><td>૩</td><td>૨</td></tr>
<tr><td>૧</td><td>૫</td><td>૪</td><td>૩</td><td>૨</td></tr>
<tr><td>૫</td><td>૧</td><td>૪</td><td>૩</td><td>૨</td></tr>
<tr><td>૪</td><td>૫</td><td>૧</td><td>૩</td><td>૨</td></tr>
<tr><td>૫</td><td>૪</td><td>૧</td><td>૩</td><td>૨</td></tr>
</table>

૧૬

<table>
<tr><td>૩</td><td>૪</td><td>૫</td><td>૧</td><td>૨</td></tr>
<tr><td>૪</td><td>૩</td><td>૫</td><td>૧</td><td>૨</td></tr>
<tr><td>૩</td><td>૫</td><td>૪</td><td>૧</td><td>૨</td></tr>
<tr><td>૫</td><td>૩</td><td>૪</td><td>૧</td><td>૨</td></tr>
<tr><td>૪</td><td>૫</td><td>૩</td><td>૧</td><td>૨</td></tr>
<tr><td>૫</td><td>૪</td><td>૩</td><td>૧</td><td>૨</td></tr>
</table>

### ૧૭

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

### ૧૮

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

### ૧૯

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

### ૨૦

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

# અનુક્રમણિકા

| ક્રમ | વિષય | પેજ નં. |
| --- | --- | --- |

શ્રી મહાવીરાય નમ

પરમ પૂજ્ય પ્રભાવશાળી ગચ્છાધિપતિ

શ્રી છગનઋષિ ગુરવે નમ·

# શ્રી નવકાર મંત્ર એ સર્વ ધર્મનો સાર

નમો અરિહંતાણં,

નમો સિદ્ધાણં,

નમો આયરિયાણં,

નમો ઊવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહુણં,

## જીવોની સ્થિતિ

આ જીવ અનત કાળથી મિથ્યાત્વ અને અજ્ઞાનને કારણે ૪ ગતિ ૨૪ દડક ૮૪ લાખ જીવાયોનીમાં રખડયો છે આવા અનતા જીવો જ્યારે એકેન્દ્રિય,બે ઇદ્રિય તેઇદ્રિય ચૌરેન્દ્રિય અને અસંજ્ઞી એટલે મન વગરના પંચેન્દ્રિયની દશામા હોય છે ત્યારે તો તેમને વિચાર કરવાની સ્થિતિ પણ હોતી નથી કે હુ કોણ છું ?

જ્યારે નદીના પત્થરની માફક અથડાતા કુટાતાં અણીઓ ભાગી જતા પત્થર સુવાળો બને છે તેમજ આત્મા પણ ઘણા દુખ ભોગવતા ભોગવતા પરવશપણે દુખ અને ભૂખ વેઠીને અકામ નિર્જરા કરી કર્મો ઘણા ઓછા થઈ જતા મનુષ્ય જેવો સુવાળો ભવ પામે છે તેમા ઘણા લોકોને એવી સંજ્ઞા અથવા ભાન હોતું નથી કે હું કોણ છુ ? પુનર્જન્મ છે કે નહિ ? એવુ પણ જાણતો નથી તે

તો માનવનો ભવ પામે છે પણ સંસારની આધિ વ્યાધિ અને ઉપાધિમા જ ભવ પૂરો કરે છે

ફક્ત કોઈ ભાગ્યશાળી આત્માને સતસમાગમ થાય છે ત્યારે તે થોડુ સમજવા લાગે છે કે આ જીવ કોઈ પણ ગતિમાથી આવ્યો છે અને આવો ચારે ગતિ રખડીને અહી ઉત્પન્ન થનાર હું છુ એટલે કે મારો આત્મા અનેક જન્મ ધારણ કરતા કરતા અહી ઉત્પન્ન થયો છે ત્યારે તે આત્મવાદી બને છે

આવા અનેક આત્માઓ કર્મો સારા કે બુરા કરે છે તે પ્રમાણે ૧૪ રાજલોકમા ગેડીદડાની માફક કર્મોની લાતો ખાઈને ઊચા નીચા ભવો કરે છે એવુ સમજાવનારા ખાસ વિતરાગી સતો આપણા મહાન ઉપકારી છે જ્યા સુધી અજ્ઞાન દશા હતી ત્યા સુધી આવા પવિત્ર આત્મા પ્રત્યે પણ તિરસ્કાર હતો જેથી આપણને પાપનો ડર પણ ન હતો પરંતુ જ્યારે થોડુ સમજ્યા ત્યારે પચપરમેષ્ટી જેવા પવિત્ર આત્માઓ તરફ આદર ભાવ જાગ્યો છે તે આપણુ સદ્‌ભાગ્ય છે

આવુ આપણુ સદ્‌ભાગ્ય જાગ્યુ એટલે આર્યક્ષેત્ર ઉત્તમકુળ, પચ ઇદ્રિયોની ભરપુર શક્તિ અને નિરોગી શરીર તેમજ સારા સયોગોમા નિર્ગ્રથ ગુરૂઓ મળ્યા હોવા છતા આપણે તે પચપરમેષ્ટીની કેટલી દરકાર રાખીએ છીએ ? પચપરમેષ્ટીની વાણી આપણા ભવોભવના દુઃખ મટાડનારી છે એવુ જાણવા છતા પણ તેના તરફ માનવોનું લક્ષ કેટલુ છે ? આપણે માતાના ગર્ભમા નવ મહિના રહ્યા એટલે માનવ કહેવાયા તો નવ મહિનામા ગર્ભનુ દુ ખ

યાદ કરીએ તો પણ તેવા ગર્ભમાં વારવાર જન્મ ન થાય એવા ઉપાયો માનવો જ કરી શકે છે

આવા ઉત્તમકુળમા જન્મ મળ્યો છતાં માનવો મુખ્યત્વે મમતામા એટલા બધા ઓતપ્રોત દેખાય છે કે સગાવહાલા ઘરબાર પૈસાટકા અરે! નોકરચાકરને પણ મારા માનીને તેઓના કામકાજમાં, અર્થનો લોભી બની કેટલા સાહસો જીંદગીના જોખમે પણ કરે છે અને માનવજીવનમા હું એવુ કરૂં કે કોઇએ ન કર્યું હોય એવા સસાર વધારવાના સાહસો કરે છે અને કર્મો એવા બાધે છે કે કોઈ કોઈને તો આ ભવમા પણ તે કર્મો ઉદયમાં આવી જાય છે ત્યારે એટલા બધા રીબાતા હોય છે અને એવી દયાજનક સ્થિતિ હોય છે કે, જેમને માટે તેણે મહેનત કરી હોય છે તેઓ આવા સમયે મદદગાર બનતા નથી એટલા જ માટે ભગવાને આપણને સારા સંબોધનપૂર્વક કહેલું છે કે —

"અહો ભવ્ય જીવો તમે બોધ પામો,
નહીં તો તમારો જન્મ છે નકામો,
તમારો જનમ છે ધરમ પાળવાનો
અજ્ઞાન અધકારને ટાળવાનો"

આ માનવજન્મમાં જ્યાં સુધી વૃદ્ધાવસ્થા આવી નથી, વ્યાધિ અગર રોગોની પીડા પજવતી નથી અને ઇંદ્રિયો સારી રીતે કામ કરી શકે એવી છે, ત્યાં સુધી આત્મહિતના કાર્યો કરવામાં બેદરકાર રહેવું એ કેટલું જબરજસ્ત નુકસાન છે એવું દરેકે વિચારવું જોઇએ

માનવ એ શ્રેષ્ઠ બુદ્ધિવાન પ્રાણી છે છતાં આવુ નુકસાન શા માટે કરે? બુદ્ધિનો ઉપયોગ સંસારના ભોગો પાછળ કેટલો કરી રહ્યો છે? આનો થોડો ઉપયોગ પણ આત્માને માટે કરવો જોઇએ કે કેમ? તે દરેકે સમજવું જોઇએ. પૈસા વગેરે પાછળ બુદ્ધિનો ઉપયોગ કરી, કદાચ પુણ્ય-જોગે કોઇ માણસ પાચ લાખ રૂપીઆ કમાયો, તેને પાચ દીકરા છે તો દીકરા દરેક એક એક લાખ લેશે જ, પરંતુ તે ભાઈને પાંચ ડીગ્રી તાવ આવ્યો હશે તો એક પણ દીકરો એક ડીગ્રી પણ તાવ લઈ શકશે નહી આવી સીધી-સાદી સમજ પંચ પરમેષ્ટીની વાણીમાંથી મળી શકે છે કે પૈસા કમાવામા પાપ કર્યું તે તો તેને પોતાને ભોગવવાનુ છે જ્યારે પૈસા તો સગાવહાલાંઓ હક્ક કરીને પણ લેશે. તો મારે પાપ શા માટે કરવુ? અને ધર્મ કેમ ન કરવો? આટલુ જો વિચારે તો પણ તેનું મન પાપથી પાછુ પડશે અને ધર્મ કરવા માટે પ્રેરાશે

હવે ધર્મ શું છે એ જાણવા માટે પણ નવકાર મંત્રનો આશરો લેવો જ પડશે આમ કુળ પરંપરાની શ્રદ્ધાને લીધે કેટલાક નવકાર મંત્રનો જાપ કરે છે અગર થોડો ટાઇમ લઈ નવકાર મંત્ર ગણતા પણ હશે છતા નવકાર મંત્રનુ રહસ્ય ભાગ્યે જ થોડા માણસો સમજી શકતા હશે પોપટ રામ રામ બોલી જાય પણ, રામ કોણ છે? એવી સમજ તેને હોતી નથી એવી સ્થિતિ લગભગ અત્યારે કહેવાતા જૈનોની છે ઘણા પ્રતિક્રમણ કરનારા લોકોને પણ

નવકાર મંત્ર વિષે પ્રશ્નો પૂછવામા આવે છે તો જવાબ કઈ શકતા નથી.

## શ્રી નવકાર મત્ર ૧૪ પૂર્વનો સાર કેમ ?

આપણે જાણીએ છીએ કે નવકાર મત્ર ૧૪ પૂર્વનો સાર છે તો એમાં એટલું બધું શું છે ? તે માટે વિચાર કરનારા કેટલા ? તમે વેપાર માટે કોઈ કાયદો સરકાર તરફથી બહાર પડે છે તેનો અભ્યાસ કરી જાણકારી કરો છો અને પછી જ વેપાર કરો છો કારણ કે વેપારમા ખોટ ન જવી જોઇએ એવુ તમારું લક્ષ હોય છે તો આ માનવ જન્મમાં જ મોક્ષનો વેપાર છે તો તે અગેના કાયદાઓ ભગવાને જે ફરમાવ્યા છે તે બધાનો સંક્ષેપથી નવકાર મંત્રમા સમાવેશ થઈ જાય છે આ નવકાર મંત્ર કોઈ એક તિર્થંકરે બનાવેલ છે એવુ પણ નથી પરતુ અનાદિ કાળનો છે અને અનંત કાળ સુધી રહેવાનો છે એટલે શાશ્વત છે અને તેના આધાર સિવાય મોક્ષ પામી શકાય જ નહિ, કદાચ એમ પણ શંકા થાય કે ૧૫ ભેદે સિદ્ધ થાય એમ બતાવેલ છે તો અન્ય લિગમાં નવકાર મત્ર ક્યાં આવ્યો ?

આનું રહસ્ય એ જ છે કે, ભાવમા તો નવકાર મંત્રના પંચપરમેષ્ટી તરફ આદર અને સદ્ભાવ આવે છે જ અત્યારે પણ ઘણા અન્ય લિંગી સાધુઓ જૈન સાધુઓને નમસ્કાર કરતા હોય છે કારણ કે તેઓને મોક્ષનો વેપાર કરવો છે નવકારમાં કોઈ નામ આવતું નથી પણ ગુણવાન

કે પરિણામે સર્વ પાપનો નાશ થઈ જાય છે, એટલે કે શરૂઆતમા પચ પરમેષ્ટીનો સગ થવાથી આપણી બુદ્ધિ સુધરતી જાય છે અને આત્મહિત તરફ લક્ષ બની જતાં સમકિત પામે છે અને મિથ્યાત્વરૂપ અધકાર દૂર થતા એટલે કે પાપ તરફની દૃષ્ટિના કારણે બુદ્ધિમા જે વિકાર હતો તે ઓછો થઈ જતા બુદ્ધિનો વિકાસ થતો જાય છે અને અનુક્રમે કર્મોનો નાશ થતા થતા સરવાળે જીવ અરિહત જેવી દશા પામી જાય છે

આ રીતે ચાર મગલમા પણ પ્રથમ મંગલ અરિહતા મંગલ જેવુ પદ પામવાને ભાગ્યશાળી બને છે એટલે પ ચીના પદમા પણ **મ ગલાણુ ચ સવ્વેસિં પઢમ હવઈ મ ગલં** સૂત્ર વપરાયેલ છે આ સૂત્રનો ભાવ પણ એવો સુદર છે દુનિયાના બધા મગલો વિઘ્ન દૂર કરવા માટે લેવાય છે છતા એ મગલનુ પરિણામ અમગલરૂપે આવે છે જ જેમકે લગ્ન વખતે કેટલાય મગલો કરવામા આવે છે મુહૂર્ત પણ શ્રેષ્ઠ જોવામા આવે છે અરે! જોશી પોતાના દીકરા–દીકરી માટે સારામા સારું મુહૂર્ત કાઢીને લગ્ન કરે છે, છતા બન્નેનો વિયોગ તો ગમે ત્યારે થાય છે જ, ત્યારે અમંગલ બની જાય છે એવા ઘણા સસારના શુભ મનાતા કામોને મગલ મનાય છે છતા પરિણામ અમગલ પરતુ શ્રી નવકાર મત્ર એ એવુ મગલ છે કે ક્યારે પણ અમગલ થતુ જ નથી, અને જીવની વિકાસ શક્તિ ધીરે ધીરે વધતી જ જાય છે અને અનુક્રમે ઊંચુ પદ પ્રાપ્ત કરતા

કરતાં અરિહંત બનીને સિદ્ધ જેવી શાશ્વત દશા પામી અનંત સુખની લહેર કાયમ માટે મંણે છે આ જ કારણે નવકાર મત્રને ચૌદ પૂર્વનો સાર કહેલ છે. કારણ કે તેનું રહસ્ય સમજવામાં આવે તેનો ઉદ્ધાર થયા વિના રહેતો જ નથી

## શ્રી અરિહંત પ્રભુની ઓળખાણ

હવે શ્રી નવકાર મંત્રમા પહેલું પદ અરિહંતોનું છે, તો અરિહતના પણ ગુણવાચક પાચ નામો છે

અરિહત = કર્મરૂપી શત્રુ મુખ્યત્વે ક્રોધ, માન, માયા, લોભ એ ચાર શત્રુ–દુશ્મનોને જીતનાર

અરહંત = જેમ અનાજનું બીજ શેકાઈ ગયું હોય તે ઊગતુ નથી તેમ જેમણે જન્મરૂપી બીજ બાળી નાખ્યુ છે

અરુહંત = જેને હવે સસારમા રહેવાનું જ નથી, પરંતુ સિદ્ધ થવાનુ જ છે

અર્હંત = જેનાથી સહેજ પણ રહસ્ય છાનું નથી, અર્થાત્ તમામ દ્રવ્ય ને પર્યાયો જાણી દેખી–શકે છે

અર્હો = જેઓ દેવ ઇદ્રો, મનુષ્યો વગેરેના પૂજનીક છે

આવા અરિહંત પ્રભુના ૧૨ ગુણો છે

૧ જ્ઞાનાતિશય—કેવળજ્ઞાનરૂપ સંપૂર્ણ જાણપણું એટલે સર્વજ્ઞ અવસ્થા

૨ વચનાતિશય—જેમનુ વચન તદ્દન નિર્દોષ હોય છે, જેનો વિરોધ કોઈ કરી શકે નહી

૩ પૂજાતિશય—દેવો, મનુષ્યો વગેરે સર્વ જીવો જેમની પૂજા આદર કરવા તત્પર હોય છે

૪ અપાયાપગમ અતિશય—દોષ મુક્તિ ક્રોધ માન, માયા, લોભ, રાગદ્વેષ વગેરે દોષો નાશ પામ્યા છે

૫ કેવળદર્શન—સંપૂર્ણ દ્રવ્યો પર્યાયોસહિત દેખી શકે.

૬ વજ્રઋષભનારાચ સંઘયણ—હાડકાનુ બંધારણ, બંને પાસા મર્કટબંધ જેમા ખીલી ને ઉપર પાટો

૭ યથાખ્યાત ચારિત્ર—જેવુ શાસ્ત્રમાં પ્રરૂપેલુ છે તેવુ સોએ સો ટકાનુ સંપૂર્ણ પાલન

૮ દાન લબ્ધિ—જ્ઞાનનો ઉપદેશ દેવામા સંપૂર્ણ લબ્ધિ જ્ઞાનદાનમા ક્યારે પણ થાકે નહિ

૯ લાભલબ્ધિ—જેમને કોઈ પણ લાભ થવામા વિઘ્ન આવતુ જ નથી

૧૦ ભોગલબ્ધિ—કોઈ પણ વસ્તુ ભોગવવામા અરુચિ થાય જ નહી

૧૧ ઉપભોગ લબ્ધિ—વારવાર કોઈ પણ વસ્તુનો ઉપભોગ કરવા છતા તે વસ્તુ બગડતી નથી

૧૨ વીર્યલબ્ધિ—વિહારમા અગર કોઈપણ કામમા પૂરેપૂરો ઉત્સાહ

આ બાર ગુણો તમામ કેવલી ભગવતોને હોય છે. જ્યારે તીર્થંકર રૂપ જે અરિહંત છે તેમના બાર ગુણોમાં

પ્રથમ ચાર તો મુખ્ય રૂપ છે અને આઠ પ્રતિહાર્યો નીચે મુજબ છે.

અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ દિવ્ય ધ્વનિશ્ચામરમાસણંચ
ભામંડળ દુદુભિ રાતપત્ર સત્ પ્રતિહાર્યાણિ જિણેશ્વરાણામ્

(૫) અશોકવૃક્ષ—ભગવાન જ્યા બિરાજે ત્યા તેમનાથી બાર ગુણો ઊચો અશોકવક્ષ થઈ આવે

(૬) સુરપુષ્પવૃષ્ટિ--જ્યાંજ્યા ચાલે ત્યા ત્યા પાચવર્ણોના ફૂલના ઢીચણ પ્રમાણે ઢગલા થાય

(૭) દિવ્ય ધ્વનિ—ઉપદેશ એવા અવાજથી ફરમાવે કે ચાર ગાઉ સુધીના લોકો સાભળી શકે

(૮) ચામર—દેવતાઓ ચામર વિંઝતા હોય

(૯) આસણ—ભગવાન મોટી જબરજસ્ત પૃથ્વીશિલા-પટ ઉપર બિરાજે

(૧૦) ભામંડળ—ભગવાનને અબોડાની જગાએ ભામડળ એવુ પ્રકાશ કરે કે દરેક સાભળનારને એમ જ લાગે કે ભગવાન મારી સામે જ બોલે છે

(૧૧) દુંદુભિ—આકાશમા વાજીંત્રની માફક ઉપદેશને અનુકૂળ સુમધુર અવાજ કરે

(૧૨) આતપત્ર—ઉપરાઉપરી ત્રણ છત્રો ભગવાનના ઉપર દેખાય

આ આઠ પ્રતિહાર્ય એ ખાસ દેવોની રચના છે.

તે બધુ દેખાય ખરુ પણ હાથમા ન આવે એવા વિસા પુદ્દગલોની રચના દેવો તેમનો પ્રભાવ વધારવા માટે કરે છે, પરતુ ભગવાન જ્યારે તે જગાએથી જતા રહે ત્યારે ત્યાં કાઈ પણ હોતુ નથી એટલે આમા જીવોની કોઈપણ જાતની વિરાધના થતી નથી આ રીતે તેમનો ઉપદેશ ખાસ "માહણો" એટલે કોઈને પણ હણશો નહી હણશો તો હણાવુ પડશે, છેદશો તો છેદાવુ પડશે, ભેદશો તો ભેદાવું પડશે કોઈ જીવ સાથે વેર બાધશો નહીં, વેર બાધશો તો વેર ભોગવવુ પડશે, ભોગવ્યા વિના જીવની મુક્તિ નથી આવા ઉપદેશનુ આચરણ તેમના સમોસરણમા હોય છે અને આ બધો પ્રભાવ તીર્થંકરોનો જ હોય છે, સામાન્ય કેવળીનો આટલો બધો પ્રભાવ હોતો નથી તેથી તેઓ રાગદ્વેષને જીતનાર–જીન, એટલે કેવળી હોય છે, જ્યારે તીર્થંકરો કેવળીની સભામા પણ ઊંચુ આસન વગેરે પ્રભાવશાળી હોવાથી તેઓને જિનેશ્વર એટલે જિનના પણ ઇશ્વર કહેવાય છે તિર્થંકરો અને સામાન્ય કેવળીના ગુણોમા કાઈ તફાવત હોતો નથી, કારણ કે એ બધાએ ચાર ઘનઘાતી કર્મ, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતરાય ખપાવેલા છે, પરતુ તિર્થંકરોનો પુણ્ય–પ્રભાવ ઘણો જ વધારે હોય છે

આવો પ્રભાવ તેમણે આગળના ત્રીજા ભવમા ૨૦ સ્થાનકોની સુદર રીતે આરાધના કરેલી હોય છે તેને લીધે પામે છે તે ૨૦ સ્થાનકો નીચે મુજબ છે

અરિહંત સિદ્ધ પવયણ ગુરુ થેર બહુસ્સુએ તવસ્સીસુ,
વચ્છલયા ય તેસિં, અભિક્ખણ ણાણોવઓગયેય. ૧
દ સણ વિણય આવસ્સએય. સીલવ્વએ નિરઈયારે,
ખણ લવ તવ ચ્ચિયાએ, વેયાવચ્ચે સમાહીએ. ૨
અપુવ્વણાણ ગહણે, સુયભત્તી પવયણે પભાવણયા,
એએહિં કારણેહિ, તિત્થયરત્તં લહઈ જીવો. ૩

(૧) અરિહંત, (૨) સિદ્ધ, (૩) પ્રવચન–વીતરાગની વાણી, (૪) ગુરુ (૫) સ્થવિર (જે ત્રણ પ્રકારના–૨૦ વર્ષની દીક્ષાવાળા દીક્ષા સ્થવિર, શ્રી ઠાણાંગ અને શ્રી સમાવાયંગના જાણકારને જ્ઞાન સ્થવિર અને ૬૦ વર્ષની ઉમરવાળા અનુભવી તે વય સ્થવિર), (૬) બહુસૂત્રી (શાસ્ત્રનું જ્ઞાન, અર્થ અને વિવેચન સહિત સમજે અને સમજાવી શકે, (૭) તપસ્વી–એ સાતના ગુણગ્રામ કરવાથી, (૮) જ્ઞાનમાં વારંવાર ઉપયોગ લગાવવાથી, (૯) નિર્મળ સમકિતની આરાધનાથી, (૧૦) પંચ પરમેષ્ટીનો વિનય કરવાથી એટલે ગુણવાન પ્રત્યે આદર રાખવાથી, (૧૧) હંમેશ પ્રતિક્રમણરૂપ છ આવશ્યક ભાવપૂર્વક કરવાથી (૧૨) શીલ–બ્રહ્મચર્ય તેમજ વ્રત એટલે પચ્ચખાણનુ પાલન દોષ રહિત કરવાથી, (૧૩) ક્ષણમાત્ર પણ વૈરાગ ભાવ ઓછો થવો જોઇએ નહીં એવી રીતે સંવેગમા નિરંતર રહેવાથી, (૧૪) બાર પ્રકારના તપનું હંમેશ આરાધન કરવાથી, (૧૫) અભયદાન, જ્ઞાનદાન· તેમજ સુપાત્ર દાન માટે ઉમંગ રાખવાથી, (૧૬) ગુરુ,

વૃદ્ધ, રોગી, તપસ્વી અને નવદીક્ષિત વગેરેની સેવા કરવાથી એટલે કે તેમના સંયમમાં સહાયક બનવાથી, (૧૭) ચાર પ્રકારે સમાધિ થાય તે પ્રકારે વર્તવાથી (૧) વિનય સમાધિ, (૨) સૂત્રનો અભ્યાસ કરવાથી, (૩) તપભાવપૂર્વક કર્મની નિર્જરા માટે કરવાથી, (૪) ઘનઘાતી કર્મ ખપાવી અરિહંત બનવા માટે સુંદર આચાર પાળવાથી, આમ ચારે પ્રકારે સમાધિના સ્થાનોમાં ઓતપ્રોત રહેવાથી (૧૮) નવા નવા જ્ઞાનનો અર્થની સમજપૂર્વક અભ્યાસ કરવાથી, (૧૯) સૂત્ર ભક્તિ વીતરાગના વચનો પ્રત્યે શ્રદ્ધા અને આદર રાખવાથી, (૨૦) તન, મન અને ધનથી નિર્ગ્રંથ પ્રવચનની પ્રભાવના કરવાથી, એટલે સર્વ જીવ કરું શાસન રસી એવી ભાવનાપૂર્વક જે કાંઈ શક્તિ, બુદ્ધિ વગેરે હોય તેનો સદ્ ઉપયોગ કરી શુદ્ધ ધર્મનો ફેલાવો થાય તેવા કામો કરવાથી આ ૨૦ કાર્યોમાથી કોઈ પણ કાર્ય ઉત્કૃષ્ટા ભાવપૂર્વક કરતા જીવ તિર્થંકર નામ ગોત્ર બાંધે છે તે પછી એક ભવ દેવતા અગર નારકીનો કરીને ત્રીજા ભવમા તિર્થંકર તરીકે ઉત્પન્ન થાય છે એટલે જ્યારે માતાના ગર્ભમા આવે છે ત્યારે તે માતાને ૧૪ સ્વપ્ન આવે છે અને પછી સવા નવ માસે જન્મ થાય છે ત્યાર પછી અમુક ટાઈમે દીક્ષા લે છે ત્યારે તેમને મન પર્યવજ્ઞાન થાય છે મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન તો તેમને ગર્ભમાથી જ હોય છે અને દીક્ષા લે ત્યારે ચોથુ જ્ઞાન થાય છે અને પરિષહો, ક્ષમાપૂર્વક સહન કરવાથી પ્રથમ મોહનીય કર્મ

હઠી જાય છે પછી બેઘડીમા જ કેવળજ્ઞાન અને કેવળદર્શન થાય છે એટલે અરિહંતપણું પ્રાપ્ત થાય છે

પછી જેટલા વર્ષનું આયુષ્ય બાકી હોય તેટલા વર્ષો સુધી ગ્રામાનુગ્રામ વિચરીને ભવી જીવોને ધર્મનો ઉપદેશ આપી તારે છે તેમના આ બધા વિશેષણો નમોત્થુણના પાઠ પ્રમાણે સમજી લેવાના છે તેમજ આવા તિર્થંકરોને ૩૪ અતિશયો ખાસ હોય છે. (૧) વાળ, નખ વગેરે વધે નહી, (૨) રજ વગેરે શરીરને ચોટે નહીં, (૩) લોહી, માંસ ગાયના દૂધ કરતાં ઉજળા અને મીઠા હોય, (૪) શ્વાસોશ્વાસ સુગંધીદાર હોય, (૫) આહાર અને નિહાર આપણે જોઈ શકીએ નહીં (૬) આકાશમા દિવ્ય ધ્વનિ ભગવાનની આગળ આગળ થતો રહે અને બોલે ત્યા પણ હોય, (૭) મોતીઓની ઝાલરવાળા ત્રણ છત્રો ઉપરાઉપર ભગવાનના મસ્તક ઉપર આકાશમા દેખાય, (૮) સફેદ ચામર ભગવાનની આજુબાજુ વિંઝાતા દેખાય (૯) અનેક રત્નોથી જડેલા દેદીપ્યમાન પાદ-પીઠિકાવાળા સિંહાસન ઉપર ભગવાન બિરાજેલા દેખાય, (૧૦) ઇન્દ્રધ્વજ ભગવાનની આગળ ચાલતો દેખાય (૧૧) ભગવાનથી ૧૨ ગણું ઊંચુ અશોકવૃક્ષ છાયા કરે, (૧૨) મસ્તક પાછળ ભામંડળ એવું તેજ કરે કે દરેકને એમ લાગે કે ભગવાન મારી સામે જોઈને જ બોલે છે, (૧૩) જ્યા જ્યા ભગવાન વિચરે ત્યા જમીન ખાડા ટેકરા

રહિત સમતલ બની જાય, (૧૪) ઋતુઓ પણ અનુકૂળ બની જાય, (૧૫) સુગંધી વાયરો વાય, (૧૬) અશુચિ દૂર થઈ જાય, (૧૭) સુગંધી અચેત પાણીની ઝીણી ઝીણી ફરફર વરસે તેથી એક જોજન સુધી ધૂળ દબાઈ જાય, (૧૮) અચેત ફૂલોના ઢીંચણ પ્રમાણે ઢગલા થાય (૧૯) ખરાબ વર્ણ-ગંધ-રસ-સ્પર્શનો નાશ થાય, (૨૦) પ્રિયકારી-વર્ણ-ગંધ રસ ને સ્પર્શનો ઉદ્ભવ થાય, (૨૧) એક જોજન એટલે ૮ માઈલ સુધી પરખદા બરાબર વ્યાખ્યાન સાંભળી શકે અને બધાને પ્રિય લાગે, (૨૨) સાંભળનારા સમજી શકે એવી અર્ધમાગધી ભાષા બોલે કે જેમાં અડધી માગધ-દેશની અને અડધીમાં બધા દેશની ભાષા હોય, (૨૩) ૧૨ જાતની પર્ષદા ભગવાનની વાણી સમજીને રાજી થાય, (૨૪) જાતીય વૈર સિંહ-બકરા, ઉંદર-બિલાડી જેવાનું પણ નાશ પામે, (૨૫) ભગવાનને જોતાં જ મતાભિમાની પણ નમ્ર બને, (૨૬) ભગવાનની સામે વાદ કરનારો અસમર્થ બને, (૨૭) ૨૫ યોજન સુધી તીડ વગેરેનો ઉપદ્રવ ન હોય, (૨૮) કોલેરા કે પ્લેગની બિમારી ન હોય, (૨૯) સ્વદેશના રાજા તરફનો ભય ન હોય (૩૦) પરચક્રી રાજાનો પણ ઉપદ્રવ ન હોય, (૩૧) અતિવૃષ્ટિ ન થાય, (૩૨) અનાવૃષ્ટિ થતી નથી, (૩૩) દુર્ભિક્ષ કે દુષ્કાળ પડતો નથી, (૩૪) જ્યાં ઉપદ્રવો બીમારીઓ, કે યુદ્ધના ભય હોય ત્યાં પણ ભગવાન જાય તો શાંત થઈ જાય

આ ચોત્રીસ અતિશયોમાં ૪ જન્મથી, ૧૫ કેવળજ્ઞાન થયા પછી અને ૧૫ દેવતા રચેલા હોય છે

## ૩૫. પ્રકારના અરિહંતની વાણીના ગુણો.

(૧) સંસ્કારવાળા વચન બોલે (૨) ૮ માઇલ સુધી પરિષદ સાભળી શકે એવા ઉચ્ચ સ્વરથી બોલે (૩) તુચ્છતા-રહિત સાદા અને માનભર્યો વચન બોલે (૪) મેઘનાદની જેમ ભગવાનની વાણી સૂત્ર અને અર્થના રહસ્યો ભરેલી હોય (૫) ગુફા કે વિશાળ ભવનમાં બોલવાથી પ્રતિધ્વનિ ઊઠે છે તેમ ભગવાનની વાણી દૂરવાળા પણ સાભળી શકે (૬) ભગવાનના વચન સાભળનારને ઘી અને મધ જેવા લાગે (૭) ભગવાનના વચન ૬ રાગ અને ૩૬ રાગણીવાળી વીણાના અવાજ જેવા મધુર લાગતાં શ્રોતા તલ્લીન થઇ જાય છે (૮) ભગવાનના વચનોમાં શબ્દ થોડા પરંતુ અર્થનુ રહસ્ય ઘણુ હોય (૯) ભગવાનના વચનમા પરસ્પર વિરોધ આવે જ નહી (૧૦) ચાલુ અર્થ પૂરો કર્યા પછી જ બીજો વિષય લે (૧૧) એટલુ સ્પષ્ટતાથી કહે કે શ્રોતાને શંકા ન થાય (૧૨) તર્કવાળા પણ ભગવાનના વચનમા દોષ કાઢી શકે નહીં એવા નિર્દોષ વચન બોલે (૧૩) શ્રોતાઓના મન એકાગ્ર બની જાય એવી વાણી બોલે (૧૪) દેશકાલને અનુસરીને બોલે (૧૫) પ્રાસંગિક વચનોથી અર્થનો વિસ્તાર કરે (૧૬) જીવાદિ નવે તત્ત્વોના સ્વરૂપ સમજાવતાં સાર કહે અને અસાર છોડી દે (૧૭) સંસારની વાતોનો પ્રસંગ સંક્ષેપથી કહે (૧૮) દરેક બાબત કથારૂપે એવી સ્પષ્ટતા-પૂર્વક કહે કે નાનું બાળક પણ સમજે (૧૯) આત્મપ્રસંશા અને પરની નિંદા ન કરે, પાપની નિંદા કરે પણ

પાપીની નહી (૨૦) દૂધ સાકરથી પણ વધારે મધુરતા હોય–સાભળનારને ઊઠવાનું મન પણ ન થાય (૨૧) કોઇના ગુપ્ત રહસ્યો પ્રગટ થાય તેવા માર્મિક વચનો ન કહે (૨૨) યોગ્યતાથી વધારે ગુણાનુવાદ કરી ખુશામત ન કરે (૨૩) જેથી આત્મકલ્યાણ થાય એવા ઉપકારી ધર્મનુ પ્રતિપાદન કરે (૨૪) અર્થ છેદન ભેદન થાય તેવુ ન બોલે (૨૫) વ્યાકરણના નિયમ અનુસાર શુદ્ધ વચન બોલે (૨૬) મોટા કે ધીમા કે ઉતાવળા અવાજથી નહી પણ મધ્યમ સ્વરથી બોલે (૨૭) શ્રોતાજનો અચબો પામી જાય અને બોલી ઊઠે વાક્ચાતુર્ય કેવુ છે! (૨૮) એવા હર્ષપૂર્વક કહે કે શ્રોતા યથાર્થ રસનો અનુભવ કરે (૨૯) વ્યાખ્યાન દરમ્યાન વિશ્રાતિ લીધા વિના સતત બોલ્યા કરે (૩૦) શ્રોતાના પ્રશ્નનુ સમાધાન પૂછ્યા વગર જ, થઈ જાય (૩૧) અપેક્ષાપૂર્વક એવુ વચન બોલે કે શ્રોતાના હૃદયમા ઠસી જાય (૩૨) અર્થ, પદ, વાક્ય, જુદા જુદા કહે (૩૩) એવા સાત્ત્વિક વચનો કહે કે મહા પ્રભાવશાળી પણ તેમાથી ખામી કાઢી શકે નહિ (૩૪) પ્રચલિત અર્થની સિદ્ધિ ન થાય ત્યા સુધી બીજો અર્થ ન કાઢે તેના નિશ્ચય પછી બીજો અર્થ બતાવે (૩૫) વ્યાખ્યાન દેતા ગમે તેટલો કાળ વીતે છતા પણ ભગવાન થાકે નહિ પણ ઉત્સાહ વધતોજ જાય

આમ તીર્થકરોમા ૩૪ અતિશય અને ૩૫ પ્રકારની સત્યવચન–વાણી વગેરેની વિશેષતા હોય છે પરતુ કેવળી

ભગવાનો છે, તેઓ નીચેના અઢાર દોષથી રહિત હોય છે (૧) મિથ્યાત્વ (૨) અજ્ઞાન (૩) મદ-અહંકાર (૪) ક્રોધ (૫) માયા (૬) લોભ (૭) રતિ-મનોજ્ઞ વસ્તુમાં આનંદ (૮) અરતિ-અમનોજ્ઞ વસ્તુમા દુઃખ (૯) નિદ્રા (૧૦) શોક-દીલગીરી (૧૧) જુઠું બોલવું (૧૨) ચોરી (૧૩) ઈર્ષા (૧૪) ભય-ડર (૧૫) હિંસા (૧૬) રાગ (૧૭) ક્રીડા (૧૮) હાસ્ય

વર્તમાનમા અહી ભરતક્ષેત્રમાં અરિહંત હોતા નથી પરંતુ પાચ મહાવિદેહ ક્ષેત્રમા ઓછામા ઓછા ૨૦ તીર્થંકરો અને બે ક્રોડ કેવળીઓ ક્યારે પણ હોય છે અને ઉત્કૃષ્ટા એટલે વધુમા વધુ હોય તો અઢી દ્વીપની ૧૫ કર્મભૂમિમાં ૧૭૦ તીર્થંકરો હોઈ શકે છે અને કેવળી ભગવાનો પણ નવ ક્રોડ હોઈ શકે છે દરેક મહાવિદેહ ક્ષેત્રમાં ૩૨ વિજયો એટલે વિભાગો હોય છે એટલે પાચ મહાવિદેહમા કુલ ૧૬૦ વિજયો છે તેમાં દરેક વિજયમા એક હોય ત્યારે-૧૬૦ થાય છે અને તે સમયે પાંચ ભરતમાં પાચ અને પાચ ઈરવત ક્ષેત્રમાં પણ પાંચ તીર્થંકરો હોય છે એમ કરી કુલ-૧૭૦ તીર્થંકરો એક જ સમયે હોઈ શકે છે છતા તેઓ એકબીજાને મળતા નથી.

આવા વર્તમાને વિહરમાન એટલે વિચરતા પાંચે મહાવિદેહમા ૨૦ તીર્થંકરો છે જેમનાં નામો - (૧) શ્રી સીમંધર સ્વામી (૨) શ્રી યુગમંદિર સ્વામી (૩) શ્રી બાહુ સ્વામી (૪) શ્રી સુબાહુ સ્વામી (૫) શ્રી સુજાત સ્વામી (૬) શ્રી સ્વયંપ્રભ સ્વામી (૭) શ્રી ઋષભાનન

સ્વામી (૮) શ્રી અનંતવીર્ય સ્વામી (૯) શ્રી સુરપ્રભ સ્વામી (૧૦) શ્રી વિશાલપ્રભ સ્વામી (૧૧) શ્રી વજ્રધર સ્વામી (૧૨) શ્રી ચંદ્રાનનસ્વામી (૧૩) શ્રી ચંદ્રબાહુ સ્વામી (૧૪) શ્રી ઈશ્વર સ્વામી (૧૫) શ્રી ભૂજંગ સ્વામી (૧૬) શ્રી નેમપ્રભ સ્વામી (૧૭) શ્રી વીરસેન સ્વામી (૧૮) શ્રી મહાભદ્ર સ્વામી (૧૯) શ્રી દેવસેન સ્વામી (૨૦) શ્રી અજીતવીર્ય સ્વામી

આ વીસે તીર્થંકરનો જન્મ અહી ભરતક્ષેત્રમા ૧૭ મા શ્રી કુંથુનાથજીના નિર્વાણ પછી થયો છે અને વીસમા શ્રી મુનિસુવ્રત ભગવાનના નિર્વાણ બાદ તેઓએ દીક્ષા લીધી છે અને વિચરી રહ્યા છે અને ભવ્ય જીવોને સત્તર ભેદે સંયમરૂપી નાવા વડે તારી રહ્યા છે દીક્ષા લીધા પછી એક જ મહિનામા કેવળજ્ઞાન થયેલ છે એટલે અરિહંત થયા છે અને વિતરાગની વાણી એક ક્રોડ લાખ પૂર્વ સુધી વરસાવીને ૮૪ લાખ પૂર્વનુ આયુષ્ય પૂર્ણ કરીને અહીયા જ્યારે આવતી ચોવીસીના ૭મા તીર્થંકર શ્રી ઉદયનાથજી મોક્ષ ગયા બાદ એકી સાથે મોક્ષે જશે

તમામ તીર્થંકરોમા ૧૦૦૮ ઉત્તમ લક્ષણો હોય છે. અને ભરત ઈરિવત ક્ષેત્રમા એક અવસર્પિણીમા અને એક ઉત્સર્પિણીમા એમ ૨૪, ૨૪ તીર્થંકરો જ થાય છે ,તો ચોવીસ જ કેમ ? ઓછાવત્તા કેમ નહીં ? તો ભરત અને ઈરિવતક્ષેત્રમા ઊંચામા ઊંચા શ્રેષ્ઠ પુદ્ગલો એટલા જ છે જેનો ઉપયોગ તીર્થંકરોના શરીરમા જ થાય છે જો ૨૨ થયા તો બે જેટલા પુદ્ગલો બાકી રહે છે અને ચોવીસમાં

પૂરેપૂરા ઉપયોગમાં લાગી જાય છે તેથી ૨૫મા થઇ શકતા નથી. શ્રી ભક્તામરસ્તોત્રમા શ્રી માનતુંગાચાર્ય ૧૨મા શ્લોકમા

**યૈઃ શાંત રાગ રૂચિભિઃ પરમાણુભિસ્ત્વમ્**
**નિર્માપિત ત્રિભુવનૈક લલામ ભૂત ।**
**તાવંત એવ ખલુ તે ऽप્યણવઃ પૃથિવ્યામ્**
**યત્તે સમાન મપરં નહિ રૂપ મસ્તિ ॥૧૨॥**

ત્રણે જગતમા કાન્તિથી સોભાયમાન એવા હે પ્રભુ! જે શાન્ત પ્રેમ પ્રભાના પરમાણુઓ વડે આપના શરીરનું નિર્માણ થયેલ છે એવા સુંદર પરમાણુઓ પૃથ્વી પર એટલા જ હતા જેથી આપના જેવુ સૌંદર્ય બીજાનુ કેવી રીતે હોઇ શકે?

આ રીતે ચોવીસે તીર્થંકરોને યોગ્ય પુદ્ગલો જ આ પૃથ્વી ઉપર હોવાથી ૨૪થી વધારે થતા જ નથી વળી તીર્થંકરો તમામ ધર્મોને માન્ય છે જ કારણ કે દરેક ધર્મવાળા પોતાના ધર્મની પરિભાષામા ૨૪ અવતારો વૈષ્ણવો માને છે ૨૪ પયગમ્બરો મુસલમાનો માને છે આમ બધાયના **પરમાત્મા** ૨૪ ચોવીસ જ છે તેનુ રહસ્ય પરમાત્મા શબ્દમાં પણ છે તે પરમાત્મા શબ્દનો જો આકડામાં સરવાળો કરીશુ તો ૫+૨+૪ા+૮+૪ા મળી કુલ ૨૪ થાય છે

પ્રથમ તીર્થંકર આદિનાથ ભગવાનને વૈષ્ણવો સૃષ્ટિના કર્તા એટલે આદિનાથ તરીકે માને છે મુસલમાનો પણ બાબા આદમ તરીકે સૃષ્ટિના પ્રથમ ઉત્તમ પુરુષ માને છે આ

રીતે તમામ ધર્મો તીર્થંકરોને માને છે વેદશાસ્ત્રોમાં પણ તીર્થંકરોને નમસ્કાર કરવામાં આવેલા છે

આ રીતે નવકાર મંત્રના પહેલા પદરૂપ શ્રી અરિહંત ભગવાનના ગુણોનું વર્ણન કરતા પરમપૂજ્ય શ્રી તિલોક ઋષિએ સુંદર કાવ્ય બનાવેલ છે

નમું નમું રે દેવ અરિહંતા, પ્રભુ શિવ રમણી કે કંતા રે
નમું નમું રે દેવ અરિહંતા
ઘનઘાતી કર્મ સબહંતા, સબજાનંત કેવળવંતા રે
નમું નમું રે દેવ અરિહંતા
પ્રભુ અતિશય ચોત્તીસ સોહંતા,
પ્રભુ તિન ભુવનમેં મહંતા રે નમું.
એક જોજન વાણી વાગરંતા,
ચાર તીર્થકી સ્થાપના કરતા રે નમું.
તિલોક ઋષિ તન મનસે નમતા,
શિવ દીજો શ્રી ભગવંતા રે નમું.

આમ નમો અરિહંતાણં પદમાં જઘન્ય-૨૦-ઉત્કૃષ્ટા ૧૭૦ અને જઘન્ય બે ક્રોડ કેવળી ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી ભગવાનોને નમસ્કાર થાય છે અને તેમના ગુણોનો મહિમા આપણા અંતર આત્માને પવિત્ર કરે છે

## શ્રી સિદ્ધ ભગવાનનું સ્વરૂપ

શ્રી અરિહંત ભગવાન જેઓ પૃથ્વી ઉપર વિચરીને સૌ જીવોને કલ્યાણ માર્ગ બતાવે છે તેઓનું આયુષ્ય

પૂર્ણ થતા માનવનું શરીર છોડી, આત્મા કર્મ રૂપી પાંજરામાથી છૂટી જતા પોતાના સ્વભાવ મુજબ ઉર્ધ્વગમન એટલે ઊંચી દિશામા એક જ સમયમાં આ—૧૪ રાજલોકના અગ્ર ભાગે પહોચી જાય છે અને ત્યાં એટલે મોક્ષમા અજર-અમર શાશ્વતપણે સિદ્ધ થઈ જાય છે આ સ્થિતિને નિર્વાણ કહેવાય છે અહીંયા જે મનુષ્યના શરીર વડે સિદ્ધ થયા તેનો ૨/૩ ભાગ ઘન પડછાયા રૂપે તે આત્માની અવગાહના કાયમ માટે બની જાય છે આ પડછાયાનો આકાર તો હોય છે પરંતુ એક પડછાયા ઉપર અનંત સિદ્ધોના પડછાયા તેજ જગ્યામા હોઈ શકે છે એટલા જ માટે સ્તુતિમાં બોલાય છે "એક માહી અનેક રાજે, અનેક માંહી એકકં, "એક અનેક કી નાહી સંખ્યા નમો સિદ્ધ નિરંજનં "

## સિદ્ધ કેવી રીતે થાય છે ?

જેમ તુંબડીનો સ્વભાવ પાણીની સપાટી ઉપર તરવાનો હોય છે પરંતુ જ્યારે તુંબડી ઉપર માટીનો લેપ લગાડી અથવા પત્થર વગેરે બાધી દેવામાં આવે છે ત્યારે તે ભારે થઈ પાણીના તળીએ બેસી જાય છે માટીનો લેપ પાણીમા કહોવાય છે ત્યારે થોડા થોડા ઘસારે ઊખડતો જાય છે ત્યારે ભાર પણ ઓછો થતો જાય છે તેમ તેમ તે તુંબડી ઉપર આવે છે ત્યા વળી જબ્બર ઘસારો લાગી જાય તો માટીનો બધો લેપ નીકળી જતા તે તુંબડી પાણીની ઉપરની સપાટી ઉપર આવી જાય છે તેવી રીતે આત્મા પણ મોહનીય કર્મના લેપ વડે ભારે કર્મા કરી બહુ ભારે થઈ જાય છે

ત્યારે નીચેના ભાગમા સાત નરકો છે ત્યાં તેને જવુ પડે છે પરંતુ ત્યા અથડાતા, કુટાતા, ભોગવતા ભોગવતા કર્મો જ્યારે ઘસારાથી બહુઓછા થઈ જાય છે ત્યારે મધ્યલોકમા માનવનો ભવ પામે છે અને જો સત્સંગ થાય છે તો ધીરે ધીરે અમુક ભવો કરીને પણ મોક્ષ પામે છે એટલે કે કર્મનો લેપ બિલકુલ નીકળી જતા આ લોકના અગ્રભાગની ટોચ સપાટી ઉપર પહોચી જાય છે તેને સિદ્ધ કહેવાય છે

આ ક્ષેત્રમા ૧૫ પ્રકારે જીવો સિદ્ધ થાય છે (૧) તીર્થંકર પદ પ્રાપ્ત કરી સિદ્ધ થયા તે **'તીર્થંકર સિદ્ધ"** આ તીર્થંકરપણુ પામનારાના પાંચ કલ્યાણકો થાય છે પ્રથમ ગર્ભમા આવે ત્યારે માતા ૧૪ સ્વપ્ન દેખે છે બીજુ જન્મ કલ્યાણક, ત્રીજું દીક્ષા કલ્યાણક, ચોથુ કેવળજ્ઞાન કલ્યાણક, પાચમુ નિર્વાણ કલ્યાણક દરેક તીર્થંકરોના આ પાચમાના કોઈપણ કલ્યાણક વખતે દેવો મહોત્સવ કરવા આવે છે અને જ્યા કાયમ અંધારૂ હોય છે તેવી નરકોમા પણ બે ઘડી સુધી અજવાળુ થઈ જાય છે અને પરમાધામી પણ તેટલા સમયે દુખ દેતા નથી આવુ દ્રવ્ય અજવાળુ પણ થાય છે અને ભાવ અજવાળા રૂપ નારકી અગ્ગ બીજા જીવો પણ તેમના પ્રભાવથી **સમકિત પામી** જાય છે તે કારણે લોગસ્સની શરૂઆતમા જ લોગસ્સ ઉજ્જોયગરે, શબ્દ વપરાયેલ છે અને ચાર તીર્થની સ્થાપના કરનાર હોવાથી **ધમ્મતીત્થયરે જીણે** વિશેષણ લાગે છે (૨) સામાન્ય કેવળી થઈને સિદ્ધ થયા તે **'અતીર્થંકર સિદ્ધા'** (૩) તીર્થંકરોએ

તીર્થ સ્થાપ્યા પછી જે સાધુ સાધ્વી સિદ્ધ થયા તે "**તીર્થ-સિદ્ધા**" (૪) તીર્થની સ્થાપના થયા પહેલા જે સિદ્ધ થયા તે '**અતીર્થ સિદ્ધા**' જેમ કે મરૂદેવી માતા (૫) જાતિ સ્મરણ જ્ઞાનથી ગુરૂના બોધ વિના સ્વયં દીક્ષા ધારણ કરી સિદ્ધ થયા તે '**સ્વયંબુદ્ધ સિદ્ધા**' (૬) વૃક્ષ, બળદ, સ્મશાન વગેરે જોતા અનિત્યાદિ ભાવના ભાવતાં દીક્ષા લઇ સિદ્ધ થયા તે '**પ્રત્યેકબુદ્ધ સિદ્ધા**' (૭) ગુરૂના બોધથી દીક્ષા લઈ સિદ્ધ થયા તે '**બુદ્ધ બોધિ સિદ્ધા**' (૮) સ્ત્રીનુ શરીર પામી સિદ્ધ થયા તે '**સ્ત્રીલિંગ સિદ્ધા**' (૯) પુરૂષલિંગે સિદ્ધ થયા તે **પુરૂષલિંગ સિદ્ધા** (૧૦) નપુસકલિગે સિદ્ધ થયા તે **નપુંસકલિંગ સિદ્ધા** (૧૧) મુહપતિ, રજોહરણ વગેરે સાધુના વેશ સહિત સિદ્ધ થયા તે **સ્વલિંગ સિદ્ધા** (૧૨) અન્ય તાપસ વગેરેનો વેષ હોય છે છતા રાગદ્વેષના પરિણામ ખસી જતા વિતરાગ ભાવમા આવીને સિદ્ધ થયા તે **અન્યલિગ સિદ્ધા** (૧૩) ગૃહસ્થના વેષમાં વીતરાગ ભાવ આવી જતા તેવા વેષમા સિદ્ધ થયા તે **ગૃહસ્થલિગ સિદ્ધા** (૧૪)–ફકત એકલાજ સિદ્ધ થાય તે **એક સિદ્ધા** (૧૫)–ઘણા સાથે સિદ્ધ થાય તે **અનેકસિદ્ધા**.

આમ અઢીદ્વીપમા ૧૫ કર્મભૂમિના મનુષ્યો ૪ કર્મક્ષય કરી અરિહત બન્યા પછી આયુષ્યની સાથે બાકીના ચાર કર્મો ખપાવી ઉદારિક, તેજસ અને કાર્મણ શરીર છોડીને જેમ એરડાનુ બીજ ઉપરનુ પડ તૂટવાથી ઉછળે છે તેમ

આત્મા પણ એક જ સમયમાં મનુષ્યલોકમાંથી અલોક સુધી જતો રહે છે પરંતુ અલોકમાં ધર્માસ્તિકાય નહિ હોવાથી આગળ જઈ શકતો નથી અને લોકના અગ્રભાગે અધર્માસ્તિકાયની સહાય વડે ત્યાં જ સમશ્રેણીએ જઈને સિદ્ધ કાયમ માટે બની જાય છે

## સિદ્ધને સુખ કેવું છે ?

આપણને કદાચ એમ થશે કે સિદ્ધ થયા પછી શું છે ? ખાવાનું નહીં, પીવાનું નહીં ફક્ત પત્થર માફક પડી રહેવાનું એમાં સુખ શું ? અહીંયા સુખી માણસો ઇચ્છા મુજબનું સુખ મેળવી શકે છે ત્યાં તો કાંઈ જ નથી તો આ બાબત આપણે વિચારવાનું છે કે સુખ જેને હોય તેને આનંદ હોય છે **સુખની સીમા આનંદ** સંસારના સુખો ક્ષણિક છે અને તે ખરેખરાં સુખ નથી પણ સુખનો આભાસ છે જ્યારે સિદ્ધનું સુખ અનંત આત્મિક અવ્યાબાધ સુખ છે તેમાં ક્યારે પણ દુઃખનો અંશ કે છાયા પણ નથી તેથી જ તે સાચું સુખ છે અને તેનો તેમને હમેશાં આનંદ જ હોય છે સિદ્ધના ગુણો એવા ઉચ્ચ પ્રકારના છે કે જેના આધારે થતો આનંદ ગમે ત્યારે સ્હેજ પણ ઓછો થતો નથી એવા તેમના મૂળ ગુણો આઠ છે અને ઉત્તર ગુણો ૩૧ છે જે વિષે આપણે વિચારીએ

## સિદ્ધના ગુણો

(૧) અનંત જ્ઞાન – તમામ સંસારી જીવોને જ્ઞાનાવરણીય કર્મ હોવાથી અમુક અંશે જ્ઞાન અને અમુક અંશે

અજ્ઞાન હોય છે જ્યારે વિદ્યાર્થીઓ પરીક્ષામા પાસ થાય છે ત્યારે તેમને કેટલો આનંદ હોય છે ? આવુ જ્ઞાન અધુરૂં હોવા છતા આનદ થાય છે તો પૂરેપૂરા જ્ઞાનનો સિદ્ધને આનંદ કેવો હશે ?

(૨) અનંત દર્શન — આપણે કોઇ નવુ દશ્ય જોઈએ ત્યારે તે જોવામા કેટલા તલ્લીન થઈ જઈએ છીએ અને જોવામા આનદ આવે છે તેમ સિદ્ધ ભગવાનને હમેશા સસારના નવા નવા બનતા દશ્યો જોવાનો ઉચ્ચ પ્રકારનો આનદ હોય છે

(૩) અનત આત્મિક અવ્યાબાધ સુખ — સસારી જીવોને વેદનીય કર્મ હોય છે તેને લીધે ઘણા જીવો તો અશાતા વેદનીયના ઉદયથી ઘણા દુ.ખી હોય છે. પરંતુ પુણ્યશાળી આત્માઓને અમુક અંશે શાતા-વેદનીય કર્મ હોય છે ત્યારે તેઓને સંસારિક સુખની સગવડતા હોય છે ત્યારે તેઓ સુખ માને છે પરંતુ આ બધા સુખો ક્ષણિક છે અને પરાધીન છે, જેમ કે Air Conditionમા રહેનારાને સુખ લાગે છે પરતુ પાવર બંધ થઈ જાય ત્યારે તેમને દુખ કેટલું લાગે છે તે વિચારો બીજા પણ પાચે ઇંદ્રિયોની વાસનાની પૂર્તિ થતા સુખ કદાચ લાગે પણ તેની પાછળ દુખની પરંપરા હોય છે જેમકે ચક્રવર્તિનુ ઊચામા ઊંચું શાતા વેદનીયનુ સુખ છે છતા પરિણામ નરકનું છે અને થોડા વરસના સુખનું

પરિણામ સાગરોપમના નરકના દુખો જ્યારે સિદ્ધ ભગવાનના સુખમા લેશ માત્ર પણ દુખનો અંશ કે છાયા નથી પરંતુ તેનુ વર્ણન થઈ શકતુ નથી જેમ ઘીના સ્વાદનું વર્ણન થઈ શકતું નથી તેમ સિદ્ધના સુખની પણ ઉપમા આપી શકાતી નથી છતાં તે સુખના સેંપલોનો અનુભવ આપણને ધર્મ ક્રિયાઓથી થાય છે જેમ સામાયિક લીધું તો બે ઘડીની પણ કેટલી શાંતિ હોય છે એકાંતર ઉપવાસ કરનારને પણ ઉપવાસને દિવસે કેટલી શાંતિ અને ખાવાના દિવસે કેટલી ઉપાધિ હોય છે તે વિચારો અને આવા સેંપલો વડે પણ સિદ્ધના સુખનો અનુભવ કરો

(૪) ક્ષાયિક સમકિત – મોહનીય કર્મ આપણી બુદ્ધિ બગાડે છે જેમ દારૂ પીવાથી બુદ્ધિ બગડે છે તેમ મોહનીય કર્મવાળો સુખમાં દુખ માને છે અને દુખમાં સુખ માને છે અને આવી ઉલ્ટી બુદ્ધિરૂપ મિથ્યાત્વના આધારે પાપના કામોમા રસ ધરાવે છે જ્યારે ક્ષાયિક સમકિતનો ગુણ એવો છે કે તેની બુદ્ધિ શુદ્ધ અને નિર્મળ હોય છે

(૫) અક્ષય સ્થિતિ અથવા અટલ અવગાહના – સંસારી જીવોને આયુષ્યકર્મ હોવાથી ગમે તે ગતિના આયુષ્ય પ્રમાણે તેમને તે ગતિમાં રહેવુ જ પડે છે આયુષ્ય કર્મ જેલ સમાન છે જેમ ગુનેગારને અમુક વરસની જેલ મળે છે તેમ જન્મરૂપી ગુનો કરનારને આયુષ્યની

જેલ અને મરણની સજા ભોગવવી પડે છે આવું દુ ખ સિદ્ધ ભગવાનને હોતુંજ નથી તેથી તેમની સ્થિતિમા ક્ષય થતો જ નથી

(૬) અમૂર્ત (નિરાકાર)–નામ કર્મના આધારે શરીર ગમે તે ગતિનું મળે છે એટલે રૂપી બની કોઈપણ આકાર ધારણ કરે છે જ્યારે સિદ્ધ ભગવાન નિર-જન નિરાકાર રૂપ ફક્ત આત્મા અરૂપીપણે હોય છે

(૭) અગુરૂલઘુ – રૂની માફક હળવો નહિ અને લોખંડની માફક ભારે નહિ એવો અગુરૂલઘુ ગુણ આત્માનો હોય છે જ્યારે સંસારી જીવોનો ઊચ કે નીચ ગોત્ર હોય છે તેથી અમુક લક્ષણો હોય છે

(૮) અન ત શક્તિ – આત્માની શક્તિ અન ત છે પરંતુ જ્યારે અ તરાય કર્મ હોય છે તે શક્તિમા વિઘ્ન નાખે છે અને પાચ ગુણો જેવા કે દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યની પૂરેપૂરી લબ્ધિવ ત સિદ્ધ ભગવાનનો આત્મા છે

આ આઠ ગુણો સ સારી જીવો કર્મસહિત હોવાથી તે ગુણો સત્તામાં હોવા છતાં પ્રગટપણે હોતા નથી આ આઠે ગુણો ઉપર ૩૧ પ્રકારના આવરણો છે

૫–અનંત જ્ઞાન ઉપર, **મતિજ્ઞાનાવરણીય** – બુદ્ધિમાં ખામી, **શ્રુતજ્ઞાનાવરણીય** – સૂત્રના અભ્યાસમાં ખામી **અવધિજ્ઞાનાવરણીય** – અમુક હદ સુધીના જ્ઞાનની ખામી, **મનઃપર્યવ જ્ઞાનાવરણીય** – મનના ભાવો

જાણવાની ખામી, અને કેવળજ્ઞાનાવરણીય-શુદ્ધ જ્ઞાનમા ખામી આમ પાચ પ્રકારના આવરણો હોય છે

(૯) અનંત દર્શન ઉપર-પાચ નિદ્રા અને ચાર દર્શનનું આવરણ હોય તે નવ પ્રકારે નિદ્રા - સુખે સુએ અને સુખે જાગે, કુતરાની માફક, નિદ્રા નિદ્રા - ગાઢ નિદ્રા-મુશ્કેલીએ જાગે-નાના છોકરાની માફક, પ્રચલા-બેઠા બેઠા ઊઘે પ્રચલા પ્રચલા ઉભા ઉભા ભરવાડની માફક, અને ચાલતા ચાલતા બળદની માફક ઊઘે-થિણુદ્ધિ નિદ્રા-તે એવી ગાઢ નિદ્રા છે કે ઊઘમા કામ પણ કરે કુંભકર્ણની નિદ્રા જેવી ચક્ષુદર્શનાવરણીય-જોવામા ખામી, અચક્ષુદર્શનાવરણીય-આખ સિવાય ચાર ઇંદ્રિયો ને મનના અનુભવની ખામી અવધિ દર્શનાવરણીય તે અવધિ એટલે આત્માની પ્રત્યક્ષ અમુક હદ સુધી જોવાની ખામી કેવળ દર્શનાવરણીય તે પૂરેપૂરૂ જોવાની ખામી

૨—**વેદનીય કર્મને લીધે** સાચા આત્મિક સુખની ખામી હોય છે તે શાતાવેદનીય હોય ત્યારે મુખ્યત્વે તે ચીજો ઉપર રાગ વધી જતા સુખનુ દુખમા પરિવર્તન થઈ જાય છે તે મધે ખરડેલી તલવાર માફક, મધ મીઠું હોવાથી તે ચાટવા જતાં સહેજ કાળજી ઓછી હોય તો જીભ કપાઈ જાય છે અને અશાતા-વેદનીય તો દુઃખની પરંપરા ઊભી કરે છે આમ તેના બે પ્રકાર છે

૨—**મોહનીય કર્મ**-બે પ્રકારે બુદ્ધિ બગાડે છે દર્શન મોહનીયવાળાની દૃષ્ટિ, ધર્મને અધર્મ અને અધર્મ જ્યાં હિંસા વિગેરે પાપ હોવા છતા તેને ધર્મ માને છે ચારિત્ર મોહનીયવાળો રાગદ્વેષમા પડેલો હોવાથી વ્રત નિયમરૂપી મર્યાદા તેને ગમતી નથી અને કોઇ કરે તેનો પણ વિરોધ કરે છે

૪—**આયુષ્ય કર્મ** - ચાર પ્રકારની ગતિમા રખડાવે છે, તે નરક તિર્યંચ મનુષ્ય અને દેવ

૨—**નામ કર્મ**-બે પ્રકારે છે શુભ નામ પૂર્વે બાધેલુ હોય તેને શરીરના અંગોપાગ સારા મળે છે અને તેનો પ્રભાવ પણ સારો હોય છે જ્યારે અશુભ નામને લીધે તેથી ઉલટા હોય છે તે ચિતારા સમાન છે આપણે જેવુ ચિત્ર ચીતરીએ તે આપણી સામે હોય છે

૨—**ગોત્ર કર્મ**-બે પ્રકારે હોય છે પોતાની પ્રશસા અને બીજાની નિંદા કરવાથી નીચ ગોત્ર બધાય છે, પરંતુ બીજાના ગુણો દેખવાથી અને આપણા દોષો જોનાર ઊંચ ગોત્ર પામે છે

૫—**અંતરાય કર્મ**-પાચ પ્રકારે અનુભવાય છે દાનમાં અંતરાય પાડી હોય તે દાન દઇ શકતો નથી લાભમા અંતરાય પાડનારને લાભ મળી શકતો નથી ભોગમાં અતરાય પાડનારને ભોગમાં ખામી પડે છે ઉપભોગની વસ્તુઓની અંતરાય પાડતાં તે વસ્તુઓમાં ખામી

હોય છે અને કોઈનો ઉત્સાહ સારા કામમા તોડી પાડવાથી વિર્યાંતરાય બંધાતા સમય આવે સારા કામમા ઉમંગ આવતો નથી આમ અતરાયકર્મ આત્માની શક્તિમાં વિઘ્ન લાવે છે

---

૩૧ આમ કુલ ૩૧ પ્રકારના દુખો મટી જતા સિદ્ધ ભગવાનના ૩૧ ગુણો પણ કહેવાય છે ખરેખર તો તેઓ અનત ગુણવાળા છે જેનું વર્ણન કેવળી ભગવાન પણ પૂરેપૂરુ કરી શકતા નથી

## આમ બધા જીવો મોડાવહેલા પણ સિદ્ધ થાય તો સંસાર ખાલી થઈ જાયને ?

ખરેખર આમ કદાપિ બનતું નથી સસારમા જીવોની સંખ્યા ત્રણ પ્રકારની છે

(૧) સંખ્યાતા–ફક્ત મનુષ્ય જ હોય છે અને તેમાથી પણ અમુક જ સિદ્ધ થાય છે

(૨) અસંખ્યાતા જીવો—પૃથ્વી, પાણી, અગ્નિ વાયરો, દેવ નારકી વગેરે અસખ્યાતા હોય છે તેમની ગણત્રી થઈ શકતી નથી, પરતુ તેનો અત અથવા છેડો આવે છે

(૩) અનંતા જીવો–સાધારણ વનસ્પતિ, કદમૂળ જેવા હોય છે તેમા જે જીવો છે તેની ગણત્રી પણ થઇ શકતી નથી અને તેમાંથી જીવ બહાર કાઢવાની કલ્પના કરીએ તો ખાલી પણ થઈ શકતા નથી એટલા બધા

જીવો કંદમૂળના નાનામા નાના ટુકડામા હોય છે એટલા માટે જ અનત જીવોની વિરાધના થતી હોવાથી તે ખોરાકને અભક્ષ ગણીને ખાવાની મનાઇ ભગવ તે કરેલ છે તેમાં અન ત જીવો છે એવી ખાત્રી કરવા માટે કોઇપણ કદમૂળને ઊગવાનો સંજોગ મળશે ત્યારે તેની ચારે બાજુ અકુરા લાગી જાય છે. અથવા ફણગા ફૂટશે એટલે એ સાબિત થાય છે. કંદમૂળના ટુકડા કરવામા આવે છે તો તેમા પણ અનતા જીવ છે જ્યારે મગ, મઠ, જુવાર, બાજરી જે પ્રત્યેક વનસ્પતિ છે તે ભીંજાય તો તેમાં એક જ અકુર ફૂટે છે આ કારણે કદમૂળમાં અનંતા જીવોની હિસા થતી હોવાથી તેનો આહાર કરવો જોઇએ નહિ.

વળી સિદ્ધના જીવો પણ અનંતા છે તે એટલા બધા અનતા છે કે ૨૪ દ ડકમાથી વનસ્પતિ છોડીને ૨૩ દ ડકના જીવો કરતાં અનત ગુણા છે પરંતુ વનસ્પતિ સહિત ૨૪ દ ડકના જીવોની સરખામણીમાં સિદ્ધના જીવો અનતમા ભાગે છે આ રીતે વનસ્પતિમા કેટલા અનંતા જીવો છે કે તેના રક્ષણ માટે કંદમૂળનો ત્યાગ તો શ્રાવકોને પણ હમેશ હોય છે પરતુ લીલોતરીમા પણ જીવો અસં-ખ્યાતા હોવાથી અમુક તિથિએ શ્રાવકો પણ ખાતા નથી.

આમ સિદ્ધો અનતા હોવા છતાં અને વર્તમાનમાં પણ ઘણા સિદ્ધ થતા હોવા છતા સંસાર ક્યારે પણ ખાલી થતો નથી જેમકે કોઇ માણસ સમુદ્રને કિનારે

જેમ હંમેશ રાતદિવસ આખી જીંદગી એક એક ટીપું બહાર કાઢે તો ક્યારે પણ સમુદ્ર ખાલી થતો નથી. તેમ ગમે તેટલા સિદ્ધ થાય તો પણ વનસ્પતિના જીવોની સંખ્યા એટલી બધી અનંતી છે કે સંસાર ખાલી થાય જ નહીં

## સિદ્ધભગવાનનો સંસારી જીવો ઉપર ઉપકાર કેવો છે?

જેમ કોઈ હરીયાળી જમીન–લીલા ઘાસવાળી આપણે દૂરથી જોઈએ તો પણ આપણને શાંતિનો અનુભવ થાય છે તેમજ સિદ્ધ ભગવાન ઘણા દૂર હોવા છતા તેમના ગુણના સંપલો–વ્રત–નિયમ વગેરે કરતા અમુક પ્રમાણમાં પણ શાંતિ જીવોને થાય છે વળી જેટલા જીવો સિદ્ધ થાય છે તેટલા જ જીવો. અવ્યવહાર રાશીરૂપ નિત્ય નિગોદમાંથી બહાર નીકળી શકે છે એટલે આ જીવોને કંદમૂળ જેવા નિત્ય નિગોદના પંજામાથી છુટવાનો અવસર મળે છે એ સિદ્ધોનો મહા ઉપકાર છે અને તેઓ કેવી રીતે સિદ્ધ થયા તે જાણીને જ સંસારી જીવો તરે છે

## સિદ્ધ થવા માટે શું કરવું જોઈએ.

સિદ્ધ થવાને લાયક ફક્ત માનવ જ છે. આ માનવભવ પામી જ્ઞાન–દર્શન–ચારિત્ર તપ અને તપનો માર્ગ સ્વીકારાય અને તે સ્વીકારવા માટે સંસારની મોહમમતા ઓછી કરતા કરતા જ્યારે બીલકુલ ક્રોધ–માન–માયા ને લોભ રહે જ નહી

એસી હંમેશ રાતદિવસ આખી જીંદગી એક એક ટીપુ બહાર કાઢે તો ક્યારે પણ સમુદ્ર ખાલી થતો નથી, તેમ ગમે તેટલા સિદ્ધ થાય તો પણ વનસ્પતિમા જીવોની સંખ્યા એટલી બધી અનંતી છે કે સંસાર ખાલી થાય જ નહીં

## સિદ્ધભગવાનનો સંસારી જીવો ઉપર ઉપકાર કેવો છે?

જેમ કોઈ હરીયાળી જમીન–લીલા ઘાસવાળી આપણે દૂરથી જોઇએ તો પણ આપણને શાતિનો અનુભવ થાય છે તેમજ સિદ્ધ ભગવાન ઘણા દૂર હોવા છતાં તેમના સુખના સંપલો–વ્રત–નિયમ વગેરે કરતા અમુક પ્રમાણમા પણ શાતિ જીવોને થાય છે વળી જેટલા જીવો સિદ્ધ થાય છે તેટલા જ જીવો, અવ્યવહાર રાશીરૂપ નિત્ય નિગોદમાથી બહાર નીકળી શકે છે એટલે આ જીવોને કંદમૂળ જેવા નિત્ય નિગોદના પંજામાથી છૂટવાનો અવસર મળે છે એ સિદ્ધોનો મહા ઉપકાર છે અને તેઓ કેવી રીતે સિદ્ધ થયા તે જાણીને જ સંસારી જીવો તરે છે

## સિદ્ધ થવા માટે શું કરવું જોઇએ.

સિદ્ધ થવાને લાયક ફક્ત માનવ જ છે આ માનવ ભવ પામી જ્ઞાન–દર્શન–ચારિત્ર તપ અને તપનો માર્ગ સ્વીકારાય અને તે સ્વીકારવા માટે સંસારની મોહમમતા ઓછી કરતાં કરતાં જ્યારે બીલકુલ ક્રોધ–માન–માયા ને લોભ રહે જ નહીં

ત્યારે કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે જ ભવમાં આયુ-
ષ્ય પૂર્ણ થઈ જતાં જીવ સિદ્ધ થઈ શકે છે તે માટે
અન્ય ધર્મના ગ્રંથો પણ આ જ ઉપાય બતાવે છે

ગીતામાં પણ છેલ્લા અધ્યાયમાં કહેલ છે કે

**निर्मानमोहा जित संगदोषा आध्यात्म नित्या विनिवृत्त कामा,**
**द्वंद्वै विमुक्ता सुख दुःख सौधने,**
**गच्छन्ति अमूढा पदमव्ययम् तत् ॥**

આ પ્રમાણે કોઈ પણ માનવ માન અને મોહ રહિત બની
સંગદોષને જીતી, હમેંશ અધ્યાત્મ અથવા આત્માની
હિત દૃષ્ટિ રાખીને પાંચે ઇંદ્રિયના વિષયોમાં ફસાતા નથી
અને રાગ-દ્વેષના કારણોથી મુક્ત બનીને સુખદુઃખના કારણો
સાચા શોધી કાઢનાર બુદ્ધિવાન માનવ અવ્યય પદ અર્થાત્
સિદ્ધ પદ પ્રાપ્ત કરે છે જે અન્યલિંગસિદ્ધા બતાવેલ છે
તે આવી પવિત્રતા આત્મામાં આવવાથી જ હોઈ શકે છે

## સિદ્ધ ભગવાનની સ્તુતિ

તુમ્હે તરણતારણ દુઃખનિવારણ ભવિક જીવ આરાધનં,
શ્રી નાભિનંદન જગતવંદન **નમોસિદ્ધ નિરંજનં**
જગતભૂષણ વિગતદૂષણ પ્રણવપ્રાણ નિરૂપકં,
ધ્યાનરૂપ અનુપ ઉપમં નમો૦
ગગનમંડળ મુક્તિ પદવી સર્વ ઊર્ધ્વ નિવાસીનં,
જ્ઞાનજ્યોતિ અનંત રાજે નમો૦

અજ્ઞાન-નિદ્રા વિગત વેદન દલિત મોહ નિરાયુષં,
નામ ગોત્ર નિરંતરાયં નમો૦

વિકટક્રોધા, માનયોદ્ધા માયાલોભ વિસર્જન,
રાગદ્વેષ વિમર્દ અંકુર નમો૦

વિમલ કેવળજ્ઞાન લોચન ધ્યાન શુકલ સમીરિતં,
યોગીના અતિગમ્ય રૂપ નમો૦

યોગને સમોસરણ મુદ્રા પરિપલ્યંકાસન,
સર્વ દીસે તેજ રૂપ નમો૦

જગત જીનકે દાસ દાસી તાસ આસ નિરાસનં,
ચંદ્રરૂપે પરમાનંદ રૂપં નમો૦

સ્વસમય સમકિત દષ્ટિ જિનકી સોએ,યોગી અયોગીકં,
દેખતામાં લીન હોવે નમો૦

તીર્થ સિદ્ધા અતીથ સિદ્ધા ભેદ પચ દસાધિકં,
સર્વકર્મ વિમુક્ત ચેતન નમો૦

ચંદ્ર-સૂર્ય દીપ મણિકી જ્યોતિ તે ન ઉલંઘિતં,
તે જ્યોતિથી અપરમ જ્યોતિ નમો૦

એક માહી અનેક રાજે અનેક માહી એકક
એક અનેકકી નાહી સંખ્યા. નમો૦

અજર અમર અલક્ષ અનંતર નિરાકાર નિરજન,
પરબ્રહ્મજ્ઞાન અનંત દર્શન નમો૦

અતુલ સુખકી લહેરમે પ્રભુલીન રહે નિરંતર,
ધર્મધ્યાનથી સિદ્ધ દર્શન નમો૦

ધ્યાનધુપં મનઃ પુષ્પં પંચેન્દ્રિય હુતાશનં,
ક્ષમા જાપ, પૂજો દેવ નિરંજનં નમો૦
તુમ્હે મુક્તિદાતા કર્મઘાતા! દીન જાણી દયા કરો,
સિદ્ધારથ નંદન જગત વંદન મહાવીર જિનેશ્વર નમો૦

આમ, સિદ્ધ ભગવાનનું સ્મરણ અને સ્તુતિ કરતાં તેમના ગુણો આપણા આત્મામા પણ છે તેવી પ્રતીતિ થતાં થતાં આત્મા અનંત કર્મોની નિર્જરા કરતા અનુક્રમે સિદ્ધ થઈ શકે છે

## શ્રી આચાર્યજી

કોઇપણ નિશાળમાં વિદ્યાર્થીઓ હોય છે તેમને ભણાવવા માટે શિક્ષકોની જરૂર પડે છે અને બધાય વિદ્યાર્થીઓ અને શિક્ષકોના અનુશાસન માટે એક આચાર્ય અથવા હેડમાસ્તર પણ હોય છે તેમ વીતરાગ ભગવાન તિર્થંકરો ચાર તીર્થની સ્થાપના કરે છે તેમાં ચાર તીર્થ સાધુ–સાધ્વી શ્રાવક અને શ્રાવિકાઓને તીર્થરૂપ બનવા માટે પ્રથમ જ્ઞાનની જરૂર પડે છે આવા જિજ્ઞાસુઓ જ્ઞાનના અભ્યાસ માટે વિદ્યાર્થી તરીકે વીતરાગ પ્રભુની શાળા ગામેગામ ચાલતી હોય છે તેમાં પ્રવેશ મેળવે છે શ્રાવક–શ્રાવિકાઓ પોતાના ગામમા અભ્યાસની વ્યવસ્થા કરી લે છે જ્યારે જંગમ તીર્થરૂપ સાધુ–સાધ્વીઓ ફરતી કોલેજરૂપ છે અને જ્યારે તેઓ કોઇપણ ગામમા પધારે છે ત્યારે શ્રાવક શ્રાવિકાઓને પણ ઉચ્ચ પ્રકારનુ જ્ઞાન આપે છે અને સમજાવે છે The great aim of Education

is not only for knowledge but for action એટલે વિદ્યાર્થીઓનું ધ્યેય ફક્ત જ્ઞાન માટે નહિ પરંતુ તે જ્ઞાનના આચરણ માટે છે

આવું સુંદર આચરણ આચાર્ય પોતે કરે છે અને બીજા કરે તે માટે પૂરતુ ધ્યાન રાખે છે અને પોતાના નિશ્રાયના સાધુ–સાધ્વીઓ પણ તેમની આજ્ઞા મુજબ આચરણ કરતા ગામેગામ વિચરીને ધર્મના અનુયાયીઓ બનાવે છે અને તે અનુયાયીઓને ઉચ્ચ પ્રકારના આચરણરૂપ સદાચારની રીતો શીખવાડે છે આ રીતે આચાર્ય વીતરાગ ભગવાનની શાળાના સંચાલક છે અને ચારે તીર્થના નેતા હોય છે પચ પરમેષ્ટીમાં આચાર્ય દેવોનું સ્થાન ત્રીજુ છે અથવા વચમા છે તેઓએ અરિહ ત પ્રભુનો સ દેશો ઝીલ્યો છે અને તેનુ વિતરણ ચતુર્વિધ સ ઘમા કરે છે એટલે સાધુ–સાધ્વીઓને જ્ઞાન દર્શન ચારિત્ર તપમા સ્થિર કરી એવા દૃઢ બનાવે છે કે તેઓ સારી રીતે ધર્મનો ફેલાવો કરી શકે અને વીતરાગનુ શાસન દીપે એવી રીતે શુદ્ધ આચાર પાળીને સમાજને માટે આદર્શરૂપ બની જાય છે અને ત્રાજવામા દાડીની વચ્ચે કાટા સમાન બનીને દરેકની ભૂલચૂક કદાચ થઇ હોય તેનુ પ્રાયશ્ચિત્ત સમજાવીને આપે છે અને આચારની વિશુદ્ધિ જાળવવા માટે હ મેશા પ્રયત્નશીલ રહે છે

આચરવા યોગ્ય વર્તનને આચાર કહેવાય છે કે જેનાથી સાચા સુખની પ્રાપ્તિ થઈ શકે છે તેવા મુખ્ય પાચ

આચાર છે જેવા કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય આ પાચનું પાલન જેઓ સમ્યક પ્રકારે કરે છે તેને આચાર્ય કહે છે તેમના ૩૬ ગુણો હોય છે

૫ પાચ મહાવ્રતોનું પાલન કરે – (૧) સંપૂર્ણપણે છએ કાયના જીવોની દયા પાળે (૨) સંપૂર્ણપણે જૂઠું બોલે નહીં પરંતુ હિતકારી, ભાષા જ બોલે (૩) નાનામા નાની ચીજ પણ માગીને જ લે આમ નિર્દોષ મકાન કપડાં, આહાર-પાણી પણ ગૃહસ્થની આજ્ઞા લઈને વાપરે (૪) સપૂર્ણ બ્રહ્મચર્ય પાળે (૩) કોઈ ચીજનો માલીક સાધુ હોઈ શકે નહિ કપડા, પુસ્તક.. વગેરેમા મૂર્છા હોવી જોઈએ નહી

૫ ઇંદ્રિયોનો દુરુપયોગ ન કરે પણ કાબૂમા રાખી તેના વિષયોમા રાગદ્વેષ ન થઈ જાય તેની પૂરેપૂરી કાળજી રાખે અને દરેક ઇંદ્રિયોને મોક્ષના સાધન તરીકે ઉપયોગમા લે

૪ ક્રોધ, થવા ન દે થઇ જાય તો ક્ષમા ધારણ કરે, કારણ કે ક્રોધ પ્રેમરૂપી સદ્‌ગુણનો નાશ કરે છે માન–કોઇપણ બાબતમા અહંકાર થવો ન જોઈએ. તેનાથી વિનય ટકી શકતો નથી માયા–કપટ અથવા મમતાથી દૂર રહે કારણ કે કપટીનો કોઇ વિશ્વાસ કરે નહિ લોભ તો સર્વ પાપનો બાપ છે લોભ તમામ અનિષ્ટો જ સર્જે છે, માટે સંતોષ રાખે

૯ નવવાડથી વિશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે (૧) પશુ પંડગ (નપુંસક) વગેરે ન હોય તેવા સ્થાનમાં રહે (૨) વિજાતિ સ્ત્રી–પુરુષ સાથે કથાવાર્તા વિશેષ કરવી નહીં (૩) સ્ત્રીની સાથે એક આસન ઉપર અગર સ્ત્રી બેઠેલી હોય ત્યાં પુરુષે બે ઘડી સુધી બેસવું નહીં (૪) સ્ત્રીના અંગોપાંગ નીરખી નીરખીને જોવા નહીં (૫) કોઈ પડદાના આંતરેથી પણ વિકારી, મોહજનક શબ્દો સાંભળવા નહીં (૬) પૂર્વે ભોગવેલા કામભોગો યાદ કરવા નહીં (૭) માદક, વિકારજનક તીખું અને સ્વાદિષ્ટ ભોજન કરવું નહીં (૮) દાબી–ચાપીને માપથી વધારે ખાવું નહીં (૯) સ્નાનમંજન શરીરનું કરવું નહીં અને કપડા વગેરે પણ શ્રૃંગારજનક પહેરી વિભૂષ ટાપટીપ કરી આકર્ષક બનવાની કોશિશ કરવી નહીં પરંતુ સીધીસાદી રીતે મર્યાદા સચવાય એવાં કપડા વગેરે પહેરવા લટકા મટકા કરવા નહીં

૫. પાંચ આચાર બરાબર પાળે (૧) **જ્ઞાનાચાર** આઠ પ્રકાર (૧) શાસ્ત્ર ભણવા માટે કાલ વગેરેની અસજ્ઝાય ટાળે અને યોગ્ય સમયે ભણવામાં આળસ ન કરે, (૨) જ્ઞાનીની આજ્ઞામાં રહી વિનયપૂર્વક તેમના વચનોનો આદર કરે અને જ્ઞાનના સાધન–પુસ્તકાદિને નીચે અગર અપવિત્ર સ્થાને ન રાખે, (૩) જ્ઞાનીને જ્ઞાનના સાધનોનું બહુમાન કરે, ૩૩ અસાતના ન કરે

(વિવેચન 'ધર્મ એટલે શું' પુસ્તકમા છે, દશાશ્રુત સ્કંધમા પણ છે ) (૪) અભ્યાસ કરવા માટે બાર પ્રકારના તપમાથી કોઈ પણ ચાલુ રાખે (૫) જ્ઞાનદાતા વિદ્યાગુરુ નાના હોય, પ્રસિદ્ધ ન હોય તો પણ તેમનો ઉપકાર ઓળવે નહિ અને છુપાવે નહિ (૬) શાસ્ત્રના શબ્દોનો ઉચ્ચાર શુદ્ધ કરે, ઓછી અધિક કે વિપરીત પ્રરૂપણા ન કરે (૭) શાસ્ત્રના અર્થ જેવા ભગવાને ભાખ્યા છે તેવા તથારૂપ કરે મન કલ્પિત અર્થ કરે નહિ (૮) મૂળ પાઠઅને અર્થ બંને શુદ્ધ અને સત્ય સમજે તથા સમજાવે

## દર્શનના આઠ આચાર

(૧) નિશંકા—અલ્પમતિથી શાસ્ત્રની વાત ન સમજાય તો પણ શંકા કરે નહિ (૨) નિકંખિય—મહિમા-પૂજા-આડંબર જોઈને અન્ય મતની ઇચ્છા ન કરે (૩) નિવિતિગિચ્છા—કરણીના ફળમાં સંદેહ ન લાવે પરંતુ એમ વિચારે-કરણીનું ફળ તેની મુદતે જ મળશે એવી શ્રદ્ધા રાખે (૪) અમૂઢ દૃષ્ટિ—ભોળા માણસો બધા ધર્મ સરખા માને છે પરંતુ સંપૂર્ણ દયા પળાતી હોય તેજ ધર્મ સાચો છે માટે ધર્મની પરીક્ષા બુદ્ધિપૂર્વક કરવી તે (૫) ઉવબુહ ગુણવાન પ્રત્યે પ્રમોદ ભાવ જાગવો (૬) થિરીકરણે—કોઇપણ આત્માનુ પતન થતું હોય તો તેને ધર્મમાર્ગમા સ્થિર કરવો તે (૭) વચ્છલ-માતા બાળક પ્રત્યે પ્રીતિ રાખે છે તેવી સર્વ પ્રત્યે રાખવી, યોગ્યતા પ્રમાણે તેને ધર્મમાં

આગળ વધે એવી સહાયતા કરવી (૮) દુષ્કર ક્રિયા વ્રતા-ચરણ, અભિગ્રહ, કવિતા વગેરેથી સદ્‌બોધ દ્વારા સર્વજીવ-કરુ શાસનરસી એવી ભાવનાપૂર્વક મોક્ષ–માર્ગની પ્રભાવના અથવા ફેલાવો થાય તેમા ખૂબ રસ ધરાવે

## ચારિત્રના આઠ આચાર

ક્રોધ આદિ ચારે કષાયોથી અથવા ચાર ગતિના દુઃખોથી છોડાવી આત્માને મોક્ષગતિ પ્રાપ્ત કરાવે તે ચારિત્રાચાર છે આવા ચારિત્રરૂપી ખજાનાનો પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વડે સદ્‌ઉપયોગ કરવા તત્પર રહે પ્રથમ ત્રણ ગુપ્તિનુ પાલન કરવાનુ જ પસંદ કરે (૧) મનગુપ્તિ-સંરંભ–કોઇને ત્રાસ દેવાનો વિચાર, સમારંભ-તે માટે સામગ્રી ભેગી કરવી, આરભ– હિંસા થાય તેવાં કામ કામ કરવા આ ત્રણે પ્રકારોને મનમા લાવવા નહિ પરતુ ધર્મ ધ્યાનમા મનને જોડવુ (૨) વચનગુપ્તિ—મુખ્યત્વે મૌન રહેવુ (૩) કાયગુપ્તિ કાયાને પણ સ્થિર રાખવી કાઉસગ્ગ આદિ કરવા

આ પ્રમાણે મન, વચન અને કાયાના જોગનો નિગ્રહ કરવો પરંતુ ખાસ જરૂર પડે ત્યારે (૧) ઇરિયા સમિતિના ઉપયોગપૂર્વક ચાલવું એટલે યત્નાપૂર્વક ચાલે–નીચી દૃષ્ટિ રાખીને સાડાત્રણ હાથ જમીન ઉપર નજર રાખીને ઉપયોગપૂર્વક ચાલવુ જેથી કોઇ જીવની હિસા પણ ન થાય અને ચાલનારને વાગે પણ નહી. મોટર ચલાવનાર પણ ધ્યાન ન રાખે તો એક્સીડન્ટ થાય

છે માટે જ ભગવાને ઉપયોગ રાખી ચાલવાની આ રીત બતાવી છે વળી તેમાં ભગવાનની કરુણાના ભાવ એવા છે કે મોક્ષના ઇચ્છુકે હમેશ જ્ઞાન-દર્શન-ચારિત્રના માર્ગે ચાલવું જોઇએ જેથી અજ્ઞાન, અધશ્રદ્ધા અને કુચારિત્રના રસ્તે આપણાથી ચઢી ન જવાય, એવું જીવન જીવવું જોઈએ. (૨) ભાષા સમિતિ-બોલવાની ખાસ જરૂર પડે ત્યારે પણ દેશ-કાલને અનુસરીને સત્ય, તથ્ય અને પથ્ય વચન જ બોલે કે જેથી દુશ્મન પણ મિત્ર બની જાય અને છ કાયની દયા પળે (૩) એષણા સમિતિ-ભૂખ-તરસ લાગે ત્યારે સતો ૪૨ અને ૯૬ દોષ ટાળી સમય પર જે નિર્દોષ આહાર મળે તેનાથી સતોષ માને અને ગૃહસ્થોઓથી પણ પાપ ન થાય અથવા ઓછુ થાય તે રીતે ન્યાય-નીતિથી ધન કમાઇ, ખોટા ખર્ચ અને મોજશોખની ચીજોમાં નહીં ફસાતા ખાવા-પીવાની ચીજો પણ ઓછુ પાપ લાગે એવી વાપરવી કદમૂળ અને રાત્રિભોજન છોડવું જોઈએ (૪) આયાણ-ભડ મત્ત નિક્ષેપણા સમિતિ—યત્નાપૂર્વક દરેક ચીજ લેવી ને મૂકવી જોઈએ સાધુઓએ કાળજી રાખીને વર્તન કરવાનુ હોય છે તેમ ગૃહસ્થો પણ જરૂરીઆત ઘટાડે અને ચીજો વ્યવસ્થિત રાખે તો તેમને કમાવું ઓછું પડે ટાઇમ પણ બચી શકે જેથી નિવૃતિનો ટાઇમ ધર્મ માટે પણ મળી શકે (૫) પારિઠાવણિયા સમિતિ—નકામી ચીજો એવી રીતે પરઠવવી કે બે ઘડીમાં સુકાઇ જાય, જેથી સમુચ્છીંમ જીવોની ઉત્પત્તિ ન થાય અને ગંદકી પણ ન થાય તથા નિર્દોષ સુકી જગ્યા હોય ત્યા જ પરઠવવું.

વળી કોઈ પણ જીવને તે કારણે દુખ ન થાય તેની પણ કાળજી દરેકે રાખવી જોઈએ

આમ કુલ આઠ ચારિત્રના આચાર છે તેને પ્રવચન-માતા પણ કહેવાય છે જેમ માતાના ખોળામા બાળક હોય તેનુ માતા રક્ષણ કરે છે તેમ આ પ્રવચન-માતાના આશ્રયે રહેવાથી આત્માનુ સુદર રીતે રક્ષણ થાય છે **ચારિત્ર એ જ જીવનની સુદરતા છે.**

## તપના ૧૨ આચાર

જેવી રીતે ખાણમાથી નીકળેલી સોનાની રેતીને ખાર વગેરેના પ્રયોગસહિત અગ્નિમા તપાવવાથી તે ધાતુ માટીથી છૂટી પડી પોતાનુ અસલી સ્વરૂપ ધારણ કરે છે તેવી રીતે કર્મરૂપી મેલવાળો આત્મા જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરે ખારસહિત તપરૂપી અગ્નિ વડે શુદ્ધ થઈ આત્મા પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે તેના ૧૨ પ્રકારો છે

(૧) અણસણ-બીલકુલ ખોરાકનો ત્યાગ, અમુક ટાઈમનો અને જીવનપર્યંતનો

(૨) ઊણોદરી-આહાર, ઉપધિ તથા કષાય ઓછી કરવી તે

(૩) ભિક્ષાચરી અગર વૃત્તિસક્ષેપ-સાધુને ભિક્ષાચરીમા અને તમામ જીવો મનની ઇચ્છા રોકીને અથવા ઓછી કરીને મનને કાબૂમા રાખવુ તે ઇચ્છા-નિરોધ તપ

(૪) રસ-પરિત્યાગ—જીભને સ્વાદિષ્ટ લાગે તેવા રસવાળા પદાર્થોનો ત્યાગ

(૫) કાયક્લેશ—આત્મા હિત માટે કાયાને કષ્ટ દે, કાઉસગ્ગ કરે, કઠક આસનો રાખે, તાપ ઠંડી સહન કરે

(૬) પ્રતિસલીનતા—તેના ચાર પ્રકાર · (૧) ઇંદ્રિયોને તેના વિષયોથી દૂર રાખવી, (૨) ક્રોધનો ક્ષમાથી, માનનો વિનયથી, માયાનો સરળતાથી અને લોભનો સંતોષથી નિગ્રહ કરવો, (૩) મન, વચન અને કાયાના અશુભ યોગ છાડી શુભમા પ્રવર્તાવે, (૪) રાગદ્વેષના વિકારી વાતાવરણથી દૂર રહેવા માટે એકાંત સ્થાનોમાં રહેવુ તે આ છ બાહ્ય તપ છે હવે અભ્યંતરના છ ભેદ·—

(૧) પ્રાયશ્ચિત્ત—કોઈ પણ ભૂલ થઈ હોય તેનો એકરાર મન સાથે કરી ગુરુની સમક્ષ જાહેર કરી, એવી ભૂલ ફરી નહી કરું, એવી કબુલાત સાથે થયેલી ભૂલના નિવારણ માટે ગુરુ જે દંડ આપે તે સ્વીકારવો તે

(૨) વિનય—ગુરુ આદિ વડીલો પ્રત્યે આદર રાખી મનથી તેમનાં વચનોને માન આપી વચનથી અને તેમણે બતાવેલાં કાર્યો પૂરા ઉત્સાહથી કરી કાયાથી, આમ, ત્રણે પ્રકારે વિનય થઈ શકે છે.

(૩) વૈયાવચ્ચ-સેવા—આચાર્ય, ઉપાધ્યાય, નવદીક્ષિત શિષ્ય, રોગી, તપસ્વી સ્થવિર, સ્વધર્મી, કુલ—એક ગુરુના શિષ્યો, ગણ—સંતોના સમૂહ, સંઘ—ચારે તીર્થમા ધર્મવૃદ્ધિ થાય તે રીતે સહાય કરવી તે

(૪) સ્વાધ્યાય–પાચ પ્રકારે (૧) જ્ઞાની પાસે વાચન કરવું અગર તેમની શિખામણુ સાંભળવી. (૨) ન સમજાય ત્યારે વિનયપૂર્વક પૂછવુ, (૩) સંદેહરહિત જ્ઞાનને વારંવાર યાદ કરવું, (૪) એકાગ્રચિત્તે અર્થનો વિચાર કરવો. (૫) સમજેલા શાસ્ત્રોના અર્થ બીજાને સમજાવવા તે

(૫) ધ્યાન–આર્ત અને રૌદ્ર ધ્યાન જે અશુભ છે તેનાથી દૂર રહેવા માટે ધર્મધ્યાનના મુખ્ય ચાર પ્રકાર છે, તેમા મન લગાડવુ. (૧) વીતરાગની આજ્ઞા પાપથી ડરવાની છે તેનો વિચાર કરવો, (૨) આપણી જીવન-ચર્યા પાપ વગર કેમ બને. તેવી ગોઠવણુ કરવાનો વિચાર. (૩) કર્મના ફળ પોતાના પોતાને જ ભોગવવા પડશે તેનો વિચાર કરી અશુભ ન બંધાય તેવી રીત વિચારવી (૪) આ જીવ ૧૪ રાજલોકમા અજ્ઞાન દશામા રખડ્યો છે તે હવે કેમ ઓછું થાય તેનો વિચાર કરવો

(૬) વ્યુત્સર્ગ–શયન–આસન એવા રાખી કાઉસગ્ગ વગેરેથી શરીરની મમતા ઉતારી કષાયોનો પણુ ત્યાગ કરવો અને મનને પણુ કોઈ ધ્યાનમા લગાડી દેવું તે

## પાંચમો વીર્યાચાર

શ્રી ભગવતીજી તથા વ્યવહાર સૂત્રમા પાચ વહેવાર કહ્યા છે: આગમ, સૂત્ર, આજ્ઞા, ધારણુા અને જીત, આ પાચ વ્યવહારના આચાર્યજી સમ્યક્ પ્રકારે જ્ઞાતા હોય તે

પ્રમાણે પ્રવૃત્તિ કરે અને કરાવે અને નિરંતર જ્ઞાન, ધ્યાન, તપ, સંયમમા તથા સદુપદેશના ધર્મવૃદ્ધિના દરેક કાર્યમા પોતાનું બળ, વીર્ય પરાક્રમ ફેરવી બીજાનો પણ ઉત્સાહ તેવાં કાર્યોમા કેમ વધે એમ યોગ્ય આચરણ કરવા માટેની પ્રેરણારૂપ સારણા અને અયોગ્ય આચરણથી અટકવારૂપ વારણાની શિખામણો આપે આમ, અલ્પકાળમા ભવભ્રમણથી છુટાય એવા ઉપાયોમા શક્તિનો ઉપયોગ તે વીર્યાચાર

૮ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ વર્ણન ચારિત્રાચારમાં — આવી ગયું છે. આમ કુલ ૩૬ ગુણ થયા

૩૬

## આચાર્યની ૮ સંપદા-સંપત્તિ

ગૃહસ્થ જેમ ધનકુટુંબ આદિ સંપદાથી શોભે છે તેમ આચાર્યજી ૮ સંપદાથી શોભે છે તે દરેક સંપદાના ચાર ચાર પ્રકાર એમ ૩૨ તથા ૪ વિનયના ગુણ મળી કુલ ૩૬ ગુણ આ રીતે પણ હોય છે

(૧) આચાર સંપદાના ૪–(૧) મહાવ્રત સમિતિ ને ગુપ્તિ આ ૧૩ ચારિત્રના ગુણમા અડોલ, નિશ્ચલ, (૨) મદ્દવ ગુણ સંપન્ન–આઠે પ્રકારનો મદ ન કરે, (૩) નવકલ્પી વિહાર કરે તે અનિયત વૃત્તિ, (૪) મનોહર દિવ્ય સંપદા હોય અને નિર્વિકારી સૌમ્ય મુદ્રાવાળા તે અચંચલ ગુણ

(૨) સૂત્ર સંપદાના ૪–જેટલા શાસ્ત્ર વર્તમાનમા હોય તે સર્વના જ્ઞાતા હોવાથી યુગપ્રધાન, (૨) શાસ્ત્રીય જ્ઞાનની

સાધનોનો સંગ્રહ રાખે રખાવે તે, (૪) શિષ્યોપ સંગ્રહ–વ્યાખ્યાન દેનાર, વાદી, વિજયી, વૈયાવચ્ચી એવા શિષ્યોનો સંગ્રહ રાખે તે

## ચાર વિનય

(૧) આચાર વિનય ૪ પ્રકાર–(૧) પોતે સંયમ પાળે, પળાવે, ડગતાને સ્થિર કરે તે સંયમ સમાચારી, (૨) પાખી વગેરે પર્વમા તપ પોતે કરે અને બીજા પાસે કરાવે તે તપ સમાચારી, (૩) તપસ્વી જ્ઞાની વગેરેનું પ્રતિલેખન કરે–કરાવે તે ગણ સમાચારી, (૪) યોગ્યતા અને સમય જોઈ પોતે એકલો વિહાર કરે અગર બીજાને કરાવે તે એકાકી વિહાર સમાચારી

(૨) શ્રુત વિનય–૪–(૧) પોતે ભણે–બીજાને ભણાવે, (૨) અર્થના ભાવ જેવા હોય તેવા ધરાવે, (૩) શિષ્યની લાયકાત પ્રમાણે જ્ઞાન આપે, (૪) આર ભેલ સૂત્ર પૂર્ણ કરાવે

(૩) વિક્ષેપ વિનય–૪–અંતકરણમાં ધર્મની સ્થાપના કરે તે (૧) મિથ્યાત્વીને સમકિતી બનાવે, (૨) સમકિતીને ચારિત્રી બનાવે, (૩) સમકિત કે ચારિત્રથી ભ્રષ્ટ થતાંને સ્થિર કરે, (૪) નવા સમકિતી–નવા ચારિત્રી બનાવી ધર્મની વૃદ્ધિ કરે

(૪) દોષ પરિઘાત વિનય ૪–(૧) ક્રોધ પરિઘાત તે ક્રોધના અવગુણ અને ક્ષમાના ગુણ બતાવી ક્ષમાવંત બનાવે, (૨) વિષય–પરિઘાત–વિષયોમા ઉન્મત્ત બનેલાને

વિષયોના અવગુણ અને શીલના ગુણ બતાવી નિર્વિકારી બનાવે, (૩) અન્ન પરિઘાત-રસ લોલુપીને લુબ્ધતા આસક્તિના અવગુણ અને તપના ગુણ બતાવી તપસ્વી બનાવે, (૪) આત્મદોષ-પરિઘાત-દુર્ગુણથી દુઃખ અને સદ્ગુણથી સુખની પ્રાપ્તિ બતાવી નિર્દોષ બનાવે તે

આ રીતે પણ ૩૬ ગુણના ધારક શરીરમાં જેમ સુખ અને મુખમા પણ નાક જેમ શોભે છે, તેમ ચારે તીર્થની બાહ્ય અને અભ્યંતર શોભા વધારનારા હોય છે તેઓ અમુક સંપ્રદાયના નાયક હોવા છતા બીજા સંપ્રદાયના સાધુ-સાધ્વી તેમજ શ્રાવક-શ્રાવિકા સાથે પણ એવો જ પ્રેમ રાખે તો જ જૈન શાસન દીપે; જો આ પ્રમાણે બનતું નથી તો પોતાના સંપ્રદાય ઉપર રાગ વધતો જાય છે અને જ્યાં રાગ વધે છે ત્યાં બીજે દ્વેષ વધે છે અને આમ ખરેખર નવકાર મંત્રનુ રહસ્ય ટકી શકતું નથી આમ રાગ દ્વેષની પરંપરા વધારીને ખરેખર જૈન ધર્મને કલંક લાગે છે એવાં કર્તવ્યો ચારે તીર્થમાં બનતાં હોય તો તે અટકાવવા અને રાગદ્વેષ ઘટે એ રીતે વર્તવાની શિખામણ આપવાની ફરજ આચાર્યની ખાસ છે આવી સારા કામમાં વેગ લાવવાની શિખામણને સારણા કહેવાય છે અને અયોગ્ય કાર્ય અટકાવવું તે વારણા છે

કાવ્ય ( રાગ : ૬ )

પાંચ મહાવ્રત પાળે, ઇન્દ્રિયો વશ રાખે,
**કામણગારા! વંદન આચાર્યજીને હમારા**

ક્રોધ–માન–માયા લોભ જીતે, બ્રહ્મચર્ય પાળે વિશુદ્ધ રીતે,
હોય સંઘના નેતા, સારી વાતો કહેતા કામણગારા૦
પાંચ આચારનું જ્ઞાન ધરાવે, પોતે પાળે બીજાને પળાવે,
ગંભીર હોય ગુણવાન તેથી બને મહાન કામણગારા૦
ઇરિયાસમિતિ પૂર્વક ચાલે, હિતકારકવાણી બોલે,
ગોચરી શુદ્ધ લાવે, નિર્દોષ રીતે ખાવે કામણગારા૦
લેવા મૂકવામાં જતના રાખે, પરઠવવામા વિવેક રાખે,
સારી ભાવના ભાવે, મૌનથી શક્તિ લાવે કામણગારા૦
કાયા હંમેશ ગોપવી રાખે, સૌના આચારનું ધ્યાન રાખે,
સારણા વારણા કરે, સૌનું હિત ધરે કામણગારા૦

આમ બન્ને રીતે ૩૬ ગુણના ધારક આવા જ્ઞાનપ્રધાન, દર્શનપ્રધાન, ચારિત્રપ્રધાન, તપપ્રધાન, શૂર, વીર, ધીર, ગંભીર, સાહસિક, શાન્ત, દાન્ત ચારે તીર્થની રક્ષા કરનાર જીનેશ્વર દેવની પાટના અધિકારી જૈન શાસનને ચલાવનારા, પ્રવર્તક આદિ અનેક ગુણ ગુણાલંકૃત એવા આચાર્ય ભગવંત જેઓ ચતુર્વિધ સંઘની શોભારૂપ છે અને આત્માના કલ્યાણના માર્ગને અનુસરનારાને અમારા ત્રિવિધે ત્રિવિધે વિશુદ્ધ ભાવે વારંવાર નમસ્કાર હો

## શ્રી ઉપાધ્યાયજી

જેઓ ગુરુને સમર્પણ થઈ ગીતાર્થ મહાત્માઓ પાસે આદરપૂર્વક બધા શાસ્ત્રોનો ભાવાર્થસહિત અભ્યાસ કરી પારંગત થયા છે અને બધા સાધુ–સાધ્વી તથા ગૃહસ્થોનો

પાત્રતા મુજબ યથાયોગ્ય જ્ઞાનનો અભ્યાસ કરાવવામાં ઓત-
પ્રોત હોય છે તેને ઉપાધ્યાય કહેવાય છે

## જ્ઞાન ગ્રહણ કરનારની યોગ્યતા

જેઓ અહંકાર, ક્રોધ, પ્રમાદ, રોગ અને આળસમાં ફસાયા હોય તે હિતશિક્ષા માટે લાયક નથી પરંતુ, (૧) થોડું હસનાર, (૨) હંમેશાં આત્માને દમનાર, (૩) નિર-ભિમાની કોઈના મર્મ ઉઘાડા ન પાડે. (૪) પરમાર્થને શોધનાર, (૫) ચારિત્રમા થોડું પણ કલંક ન લગાડનાર, (૬) જીભનો લોલુપી ન હોય, (૭) ક્ષમાવંત, (૮) સત્ય-વાદી—આ આઠ ગુણવાળો હિતની વાતો સાભળી ગ્રહણ કરી શકે છે

હિત કહ્યુ સુણે ન કઈ તે, બધિર સરખો જાણવો,
થાય સ્વાધીન ક્રોધને, તે આંધળા સમ માનવો
સારું જે બોલી ન જાણે, ગુંગ સરખો ધારવો,
સારું માઠુ ન સમજતાને, પશુ સમજી કહાડવો

માનવનું જીવન જ ખરેખર બોધ પામવાને લાયક છે તેથી નાની ઉંમરમા છોકરાઓને શાળામા મોકલવામાં આવે છે કે જેથી તેની બુદ્ધિ ખીલે છતા આ નિશાળોમાં ખીલેલી બુદ્ધિ કદાચ સંસારના સુખ મેળવવામા ઉપયોગી નીવડે છે આવા સંસારનું પચાસ કે પચોતેર વર્ષના સુખ માટે પણ પદર કે વીસ વરસ સુધી અભ્યાસ કરવો પડે છે તો પછી ભવોભવનું સુખ મેળવવા માટેનું જ્ઞાન મેળવવા

ક્રોધ–માન–માયા લોભ જીતે, બ્રહ્મચર્ય પાળે વિશુદ્ધ રીતે,
હોય સંઘના નેતા સારી વાતો કહેતા કામણગારા૦

પાંચ આચારનું જ્ઞાન ધરાવે, પોતે પાળે બીજાને પળાવે,
ગંભીર હોય ગુણવાન તેથી બને મહાન કામણગારા૦

ઇર્યાસમિતિ પૂર્વક ચાલે હિતકારકવાણી બોલે,
ગોચરી શુદ્ધ લાવે, નિર્દોષ રીતે ખાવે કામણગારા૦

લેવા મૂકવામાં જતના રાખે, પરઠવવામાં વિવેક રાખે,
સારી ભાવના ભાવે મૌનથી શક્તિ લાવે કામણગારા૦

કાયા હંમેશ ગોપવી રાખે, સૌના આચારનું ધ્યાન રાખે,
સારણા વારણા કરે, સૌનું હિત ધરે કામણગારા૦

આમ બન્ને રીતે ૩૬ ગુણના ધારક આવા જ્ઞાનપ્રધાન, દર્શનપ્રધાન, ચારિત્રપ્રધાન, તપપ્રધાન, શૂર વીર, ધીર ગંભીર, સાહસિક શાન્ત, દાન્ત ચારે તીર્થની રક્ષા કરનાર જીનેશ્વર દેવની પાટના અધિકારી જૈન શાસનને ચલાવનાર, પ્રવર્તક આદિ અનેક ગુણ ગુણાલંકૃત એવા આચાર્ય ભગવંત જેઓ ચતુર્વિધ સંઘની શોભારૂપ છે અને આત્માના કલ્યાણના માર્ગને અનુસરનારાને અમારા ત્રિવિધે ત્રિવિધે વિશુદ્ધ ભાવે વારવાર નમસ્કાર હો

## શ્રી ઉપાધ્યાયજી

જેઓ ગુરુને સમર્પણ થઈ ગીતાર્થ મહાત્માઓ પાસે આદરપૂર્વક બધા શાસ્ત્રોનો ભાવાર્થસહિત અભ્યાસ કરી પારંગત થયા છે અને બધા સાધુ–સાધ્વી તથા ગૃહસ્થોને

પાત્રતા મુજબ યથાયોગ્ય જ્ઞાનનો અભ્યાસ કરાવવામા ઓત-પ્રોત હોય છે તેને ઉપાધ્યાય કહેવાય છે

## જ્ઞાન ગ્રહણ કરનારની યોગ્યતા

જેઓ અહંકાર, ક્રોધ, પ્રમાદ, રોગ અને આળસમા ફસાયા હોય તે હિતશિક્ષા માટે લાયક નથી પરંતુ, (૧) થોડું હસનાર, (૨) હંમેશાં આત્માને દમનાર, (૩) નિર-ભિમાની કોઈના મર્મ ઉઘાડા ન પાડે. (૪) પરમાર્થને શોધનાર, (૫) ચારિત્રમા થોડું પણ કલંક ન લગાડનાર, (૬) જીભનો લોલુપી ન હોય, (૭) ક્ષમાવંત, (૮) સત્ય-વાદી—આ આઠ ગુણવાળો હિતની વાતો સાંભળી ગ્રહણ કરી શકે છે

હિત કહ્યું સુણે ન કંઈ તે, બધિર સરખો જાણવો,
થાય સ્વાધીન ક્રોધને, તે આંધળા સમ માનવો
સારું જે બોલી ન જાણે, ગુંગ સરખો ધારવો,
સારું માઠું ન સમજતાને, પશુ સમજી કહાડવો

માનવનું જીવન જ ખરેખર બોધ પામવાને લાયક છે તેથી નાની ઉંમરમા છોકરાઓને શાળામા મોકલવામા આવે છે કે જેથી તેની બુદ્ધિ ખીલે છતાં આ નિશાળોમા ખીલેલી બુદ્ધિ કદાચ સંસારના સુખ મેળવવામાં ઉપયોગી નીવડે છે આવા સંસારનું પચાસ કે પચોતેર વર્ષના સુખ માટે પણ પંદર કે વીસ વરસ સુધી અભ્યાસ કરવો પડે છે તો પછી ભવોભવનું સુખ મેળવવા માટેનું જ્ઞાન મેળવવા

કેટલો અભ્યાસ કરવો જોઈએ અને કેવી રીતે કરવો જોઇએ એ વાતનો ભવી જીવો માનવનું શરીર પામ્યા પછી જ વિચાર કરી શકે છે, અને પોતાના આત્માના હિત માટે સસ્કાર મેળવે છે તેનું જ માનવજીવન સાર્થક જો એ માટે પ્રયત્ન કરવામા ન આવે તો પશુ જેવી જ તેની સ્થિતિ માલૂમ પડે છે માટે દરેક માનવે જ્ઞાન માટે ઉદ્યમ જરૂર કરવો જોઈએ

"અહો ભવ્ય જીવો તમે બોધ પામો,
નહિ તો તમારો જનમ છે નકામો;
તમારો જનમ છે ધરમ પાળવાનો,
અજ્ઞાન અંધકાર ને ટાળવાનો."

આ પ્રમાણે ઉપર મુજબ આઠ સદ્ગુણવાળો માનવ ગુરુઓનો વિનય કરીને જ્ઞાન પ્રાપ્ત કરવા તત્પર બને છે. તેની લાયકાત વધતા અગીઆર અગ, બાર ઉપાગ જેવાં સૂત્રોનો અભ્યાસ કરવા માટે પ્રથમ મૂળ સૂત્ર ચાર છે તેનો અભ્યાસ જો બરાબર સમજપૂર્વક થઈ જાય છે તો ૧૧ અંગ અને ૧૨ ઉપાગ સહેલા થઈ જાય છે અને છેદ સૂત્રોના આધારે થયેલી ભૂલો પણ સુધરતી જાય છે આમ જ્ઞાનના આધારે જીવન ચારિત્રવાન બનતા કરણસિત્તરી અને ચરણસિત્તરીનુ પણ જ્ઞાન મેળવી તેનું પાલન કરવાનું મન થતા ચારિત્રના પણ ગુણો વધતા જાય છે જ્યારે સંપૂર્ણ શાસ્ત્રોનું જ્ઞાન મેળવી તેનુ રહસ્ય સમજીને પોતે આચરણમા મૂકે છે તેથી તેમનો ઉપદેશ પણ અસરકારક બને છે અને

આવા ગુણવાન આત્માઓને ઉપાધ્યાયની પદવી આપવામાં આવે છે

## ઉપાધ્યાયજીનું જ્ઞાન કેવું હોય?

(૧) શ્રી આચારંગજી સૂત્ર છે, તેમાં શરૂઆતમાં જીવની સ્થિતિ સમજાવી છે આમ પોતાની સ્થિતિ સમજનાર છ કાયની હિંસાથી બચે છે અને લોકમા સંસારની મોહ-માયામાં નહીં ફસાતા ધીરજવાન બની થોડો પણ પ્રમાદ કરતો નથી આ રીતે લોકમા સમકિત અને ચારિત્ર વડે વિજય પ્રાપ્ત કરવાની રીતો આદરે છે તેની સાક્ષીરૂપે પ્રભુ મહાવીરનું જીવન પણ તેમા આપેલુ છે જેથી આત્માને ચારિત્રમાં રસ ઉપજે ત્યારે કેવી રીતે તેનું પાલન કરવું, એ બધું બીજા શ્રુત સ્કંધમા બતાવેલ છે

(૨) શ્રી સુયગડાગજી સૂત્ર—શ્રી આચારંગજી મુજબ ચારિત્ર પાળવા માટે વીતરાગ પ્રભુની વાણીનું આલંબન લેવુ પડે છે છતા કુગુરુનો સગ ન થઈ જાય તે માટે ૩૬૩ પાખડી મતોનુ સ્વરૂપ બતાવેલ છે અને ઋષભદેવ ભગવાને પોતાના ૯૮ પુત્રોને ઉપદેશ આપી રાજ્યનો મોહ છોડાવ્યો છે તે તથા મહાપુરુષોના ગુણોના દૃષ્ટાતો આપી સમજાવેલ છે જો તે તરફ લક્ષ ન રહે તો નરક જેવી દુર્ગતિના દારૂણ દુઃખો ભોગવવા પડે છે તે બધું સમજાવેલ છે

(૩) શ્રી ઠાણાંગજી સૂત્ર—તેમાં એકથી દસ સુધીનાં સ્થાનોનુ વર્ણન વિસ્તારપૂર્વક છે આ બધા સ્થાનોની ગણ-

તરી કરીને અમુક ચોભંગીઓ ગોઠવેલ છે તેમા જ્ઞાનરસની અદ્ભુત જમાવટ થાય છે અને જ્ઞાનના આનદની રેલમછેલ વરતાય છે

(૪) શ્રી સમવાયગજી સૂત્ર—તેમા એકથી માંડીને સો, હજાર, લાખ, ક્રોડ, ક્રોડાક્રોડ એમ અનેક અકની સખ્યા મુજબની લોકની વસ્તુઓનું વર્ણન છે જે જ્ઞાન માટે ઘણુ ઉપયોગી થઈ પડે છે

આ શ્રી ઠાણુાગજી અને શ્રી સમવાયગજી સૂત્રના જાણકારને જ્ઞાન—સ્થવિર કહેલા છે કારણ કે આ બે સૂત્રો બધા સૂત્રોની ખાતાવહી સમાન છે જેની વિગતો બીજા સૂત્રોમાથી મેળવી જ્ઞાનમા સ્થિર થઈ શકાય છે

(૫) શ્રી ભગવતીજી—જેનુ બીજુ નામ વિવાહ-પ્રજ્ઞપ્તિ છે તેમા ૪૧ શતક છે અને ગૌતમ સ્વામીએ તેમજ તેમની રૂબરૂ બીજા ઘણાઓએ ભગવાન મહાવીર સ્વામીને પ્રશ્નો પૂછેલા જેના ઉત્તરો ભગવાને ફરમાવેલા, તે એટલા બધા સરળ અને વિવિધ પ્રકારના સદેહો દૂર કરનારા હોવાથી આ સૂત્ર મોટામા મોટું છે અને તેની મહત્તા પણ ઘણી છે

(૬) શ્રી જ્ઞાતાધર્મકથાગ—ઉપરના પાચ સૂત્રો તત્ત્વોથી ભરપૂર છે, જ્યારે આમા પ્રથમ શ્રુતસ્કધમા ૧૯ અધ્યયનો કથાના જ છે, પરતુ તેનો ઉપનય સમજાય અને વિચારાય તેમા ઘણો બોધ મળી શકે બીજા શ્રુતસ્કધમા સાધ્વીઓ

સયમમા શિથિલ થવાથી દેવીઓ થઈ છે તેનો સંક્ષિપ્ત અધિકાર છે

(૭) શ્રી ઉપાસક દશાગ—જેમ ભગવાનના દસ મુખ્ય શ્રાવકો જેઓ કરોડપતિઓ અને વધા-રોજગાર પુષ્કળ હોવા છતા શ્રાવકોના બાર વ્રત અને અગીઆર પ્રતિમા અથવા પ્રતિજ્ઞાઓનુ કેવી સુદર રીતે આરાધન કરી, શ્રમણોપાસક શબ્દનુ સાર્થક કર્યુ છે અને સંથારો કરી પહેલા દેવલોકમા ૪ પલ્યોપમના આઉખે દેવ થયા છે. એક મનુષ્ય અવતાર પામી ચારિત્ર લઈને મોક્ષ પધારશે, આમા આદર્શ ગૃહસ્થાશ્રમનો આદર્શ મળી શકે છે

(૮) શ્રી અતગડ દશાગ—જેમા ૯૦ જીવો આ અવસર્પિણી કાળમા કેવળજ્ઞાન પામી તરતજ મોક્ષ પધાર્યા એવા પવિત્ર આત્માઓએ કરેલા મહાન ઉગ્ર તપનું વર્ણન છે, જે મુખ્યત્વે પર્યુષણમા વાચવામ. આવે છે

(૯) શ્રી અનુત્તરોવવાઈ—જેમા ત્રણ વર્ગમાં ૩૩ જીવોએ ચારિત્રનું સુદર રીતે આરાધન કર્યુ અને કઠણ તપશ્ચર્યા કરી અનુત્તર વિમાનમા ઉત્પન્ન થયા છે ત્યાથી એક ભવ કરી મોક્ષ પધારશે-તેમનો અધિકાર છે

(૧૦) શ્રી પ્રશ્નવ્યાકરણ—તેમા આશ્રવ દ્વારના પાંચ અધ્યયનો અને બીજા શ્રુતસ્કધમા સવર દ્વારના પાંચ એમ દસ અધ્યયનમા ખરાબ અને સારા કર્મોના પરિણામોનું સુદર વર્ણન છે

(૧૧) શ્રી વિપાકજી—આમા પ્રથમ દુ ખ વિપાકના મૃગાલોઢીયાનો પહેલો અધિકાર એમ દસ મહાપાપી જીવોએ મહાભય કર દુ ખો ભોગવ્યા અને સુખવિપાકમા ગુબાહુકુમાર વગેરે દસ પુણ્યશાળી જીવો દાન, પુણ્ય, તપ, સ યમ આદરી કેવું સુખ પામ્યા તેનો અધિકાર છે

(૧૨) દૃષ્ટિવાદ—આ સૂત્ર તો ગણુધરો હોય છે ત્યારે જ હોય છે, પછી વિચ્છેદ જાય છે છતા તેનો એક વિભાગ–૧૪ પૂર્વોનો છે, જે ચૌદ પૂર્વો ઘટતા ઘટતા ભગવાન મહાવીર પછી એક હજાર વર્ષ સુધી એક પૂર્વના જ્ઞાનવાળા શ્રી દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણ થયેલ છે તેમના પછી પૂર્વનુ જ્ઞાન પણુ વિચ્છેદ ગયુ છે અને આવા ખાસ કારણે જ્ઞાન ઘટતું જતુ હોવાથી તેમણે બધા શાસ્રો, પાચસો આચાર્યોને ભેગા કરી, સર્વાનુમતિએ જે બધાને યાદ હતા તેટલા લિપિબદ્ધ કર્યા છે એટલે લખ્યા છે જેમા મતભેદ પડયા તે લખ્યા નથી તેથી બધાય અ ગો અત્યારે સ પૂર્ણ નથી, પરંતુ જે લખાયા છે તે તો સર્વાનુમતે લખાયાં હોવાથી તેમાં બીલકુલ વિકૃતિ નથી

આ બારે અ ગો ભગવાનની વાણીમાથી ગુંથણી કરીને ગણુધરોએ રચેલા છે જેથી તેને અંગ–પ્રવિષ્ટ કહે છે આ બાર અ ગો શરીરના વિભાગો જેવા છે જેની વધુ સરળ રીતે સમજણ પડી શકે તે માટે અ ગના બાર ઉપાગોની રચના થયેલ છે જેમ હાથ અ ગ છે અને આગળા ઉપાગ

છે તેમ દરેક અંગના ઉપાગ સૂત્રો છે જેમાં અંગોના તત્ત્વો દૃષ્ટાંત-દલીલોથી સમજાવેલા છે

(૧) શ્રી ઉવવાઈ—આ શ્રી આચારંગનું ઉપાંગ છે આચાર પાળનારાની સદ્ગતિ કેવી રીતે થાય છે, અને કષાયના કારણે કેવી દુર્ગતિ થાય છે તે માટે કોણિક રાજાનુ જીવન, દેવગતિમાં કેવી કરણીવાળા ઉત્પન્ન થાય છે વગેરેનું વિસ્તારપૂર્વક વર્ણન છે

(૨) શ્રી રાયપ્રશ્નેણી—આ શ્રી સુયગડાંગનું ઉપાંગ છે ૩૬૩ પાખંડી મતો પૈકી નાસ્તિક જીવોનો પણ સત્સંગથી કેવી રીતે ઉદ્ધાર થાય છે તે માટે પરદેશી રાજા અધર્મી હોવા છતાં પૂ શ્રી કેશી સ્વામીના પરિચયથી કેવો આસ્તિક અને સ્વમાં રમણ કરનાર સ્વદેશી બની ગયો છે તેણે બાર પ્રશ્નો પૂછીને આત્મા ને શરીર જુદા કેવી રીતે માન્યા તેનુ સુંદર વિવેચન છે

(૩) શ્રી જીવાભિગમ—આ શ્રી ઠાણુાગજીનું ઉપાગ છે તેમા જીવોની જાણકારી, ચોવીસ દંડક, વિજય પોળીયા વગેરેનું સારુ વર્ણન છે

(૪) શ્રી પન્નવણા—આ શ્રી સમવાયંગજીનું ઉપાગ છે તેમા જીવ-અજીવ વગેરે અનંત સંખ્યાના જે છે તે દરેકનું સ્વરૂપ છે ભાંગા વગેરેથી સેંકડો થોકડા તેમાંથી નીકળી શકે છે

(૪) શ્રી દશાશ્રુત સ્કંધ—તેમાં અસમાધિ, સબળા દોષો, દસ પ્રકારની ચિત્ત–સમાધિ અને નિયાણાનું વર્ણન છે

## ૪ મૂળ સૂત્રો

જેમ વૃક્ષનું મૂળ દૃઢ હોય તો ચિરકાળ ટકી સારા ફળો આપતું રહે છે તેમ ચાર મૂળ સૂત્રોના અભ્યાસથી સમકિત અને ચારિત્રના મૂળ મજબૂત થાય છે તેથી તેને મૂળ સૂત્રો કહ્યાં છે

(૧) શ્રી દશવૈકાલિક—ધર્મનું સ્વરૂપ, આચરણ કરનારનાં કર્તવ્યો, મનને સ્થિર કરવાના ઉપાયો, બાવન અનાચરણ, છ કાયની દયાથી મોક્ષની નિસરણી, આહાર-પાણીની વિધિ, અઢાર મુખ્ય ચારિત્રનાં સ્થાનો, ભાષાસમિતિ, આચારનો ખજાનો, વિનય અને અવિનયનું ફળ, સાધુનાં મુખ્ય કર્તવ્યો–આ દસ અધ્યયનોમા ટૂંકમા સારરૂપે સમજાવેલાં છે

(૨) શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર—આ બીજું મૂળ સૂત્ર છે તે ભગવાનની અંતિમ વાણી છે તેમાં બધા વિષયો છે પ્રથમ વિનયનું પહેલું અધ્યયન વિનયવાન હોય તે જ ઉપસર્ગો, પરિસહો સહન કરી શકે, તે જ ચાર અંગની દુર્લભતા સમજે તે જ પ્રમાદ ન કરે તે જ સકામ મરણ પામી શકે એમ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ કરનારા ૩૬ અધ્યયનો છે જેનાથી જીવને ઘણુ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે

(૩) શ્રી નંદી સૂત્ર—આ સૂત્રમા પાચ જ્ઞાનનો ખાસ અધિકાર છે અને જ્ઞાન એ આનંદનો વિષય હોવાથી આ સૂત્રનું નામ નંદીજી છે તેમાં શરૂઆતમાં મહાવીર પ્રભુ પછી ૨૭ આચાર્યોના ગુણ છે

(૪) શ્રી અનુયોગદ્વાર—તેમાં ૪ યોગ, ૪ પ્રમાણ, ૭ નય અને ચાર નિક્ષેપાનો વિસ્તાર છે આમ કુલ ૩૧ સૂત્રો થયા અને ૩૨મું આવશ્યક સૂત્ર છે

કરણ સીત્તરી—૪ પિંડ વિશુદ્ધ, ૫ સમિતિ, ૧૨ ભાવના, ૧૨ પડિમા, ૫ ઇંદ્રિય નિગ્રહ, ૨૫ પ્રતિલેખના, ૩ ગુપ્તિ અને ૪ અભિગ્રહ = ૭૦ બોલ છે

ચરણ સીત્તરી—૫ મહાવ્રત, ૧૦ યતિધર્મ, ૧૭ સંજમ, ૧૦ વૈયાવચ્ચ, ૯ બ્રહ્મચર્ય ગુપ્તિ, ૩ રત્ન–જ્ઞાન, દર્શન ને ચારિત્ર, ૧૨ તપ, ૪ કષાયનો નિગ્રહ = ૭૦ બોલ છે

જે કામ હંમેશ કરવામા આવે છે તેને ચરણ કહે છે અને કારણસર પ્રયોજન આવ્યે કરવુ પડે તેને કરણ કહે છે આમ બન્ને પ્રકારના ૭૦, ૭૦ ગુણોથી ઉપાધ્યાય મહારાજ સદા શોભે છે

### પ્રભાવના ૮

ધર્મને ફેલાવવો દીપાવવો તેના ભાવો પ્રગટ કરવા તેને પ્રભાવના કહે છે તેના આઠ પ્રકાર છે .—

(૧) પ્રવચન–પ્રભાવના—જે કાળમાં પ્રથમ વીતરાગનાં

શાસ્ત્રોનો અભ્યાસ કરી પછી અન્ય શાસ્ત્રોની માહિતી મેળવી સાભળનારની પાત્રતા મુજબ પ્રવચન અથવા વ્યાખ્યાન સારી શૈલીથી. રુચિકારક બને એ રીતે ફરમાવી ધર્મને દીપાવતો તે

(૨) ધર્મકથક–પ્રભાવના અકખેવણી–અક્ષેપની—સાંભળનારના હૃદયમા ઠસે તેવી કથા ચાર પ્રકારે કરે, આચાર અને શ્રાવકની ક્રિયા વગેરેનો ઉપદેશ કરે વ્યવહારમા કેવી રીતે ચાલવુ, સભાની રીત અને પ્રાયશ્ચિત્ત વગેરેથી શુદ્ધિ કેમ થાય તે બતાવે મનમા પ્રશ્ન ધારીને આવેલ હોય તેનો સશય દૂર થાય તે રીતે ઉપદેશ કરે, સ્યાદ્વાદ એટલે અપેક્ષાપૂર્વક પરસ્પર વિરોધ ન આવે. બીજાના દુર્ગુણો પ્રગટ ન થાય અને ધર્મના સિદ્ધાતો બીજાને ગમે એવા શબ્દો વાપરે

(૨) વિકખેવણી–વિક્ષેપની—સન્માર્ગ છોડી ઉન્માર્ગે જતો હોય તેને સન્માર્ગમા સ્થિર કરે તેવી કથા. સ્વમતની દેશના આપતા પરમતના પણ દાખલા–દલીલ કરી સાભળનારને વિશ્વાસ બેસે તેવી રીતે તેમજ અન્ય મતવાળા સાભળનાર વધારે હોય તેઓના શાસ્ત્રોની વાતો સાથે જૈન ધર્મની વાતો સરખાવતા તેમને પણ લાગે કે નવકાર મત્ર ચમત્કારી છે સમકિતની વાતો સમજાવતા મિથ્યાત્વનુ સ્વરૂપ સમજાવે જેથી તેઓ મિથ્યાત્વથી બચી શકે, અને મિથ્યાત્વનું સ્વરૂપ સમજાવતા સમકિતના લાભો બતાવે તેથી સમકિત ગ્રહણ કરવાનુ મન થાય

(૩) સંવેગણી—સાભળનારને અંતરમાં વૈરાગ્ય ઉપજે એવી કથા સંસારના પદાર્થોની અનિત્યતા બતાવી ધર્મના ચાર અંગોની દુર્લભતા બતાવે, પરલોકના સુખ એ ધર્મ ને પુણ્યનાં ફળ છે અને દુઃખ એ પાપનું પરિણામ છે એમ સમજાવે, સ્વજન વગેરે બધા સ્વાર્થના સગા છે એમ સમજાવી તેમના ઉપરનો મોહ ઓછો કરાવે, પર પુદ્ગલોમા મન રમ્યા કરે છે તેથી આત્મા મલીન થાય છે જેથી ખરેખરી વસ્તુની ઓળખ થતી નથી એવુ જ્ઞાન આપી જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી રત્નોની કિંમત સમજાવે

(૪) નિર્વેગણી—જે કથા સાભળતાં સંસાર ઉપરથી મન ઊતરી જાય અને સંયમની ભાવના થાય તેવી કથા, જેમ ચોરી કરનારની દશા વ્યભિચારથી પણ કેવી દશા થાય છે વગેરે સમજાવી સંસાર ઉપર ઉદ્વેગ ભાવ જગાવે શુભ કામોથી આ ભવમા પણ શાતિ મળી શકે છે અને ચિંતાથી મુક્ત થઈ શકાય છે અશુભ કર્મોનાં ફળ અહીયા અને બીજી ગતિમા પણ ભોગવવા પડે છે તેમજ પૂર્વ-ભવોનાં સારાં કે માઠા કર્મોના ફળ અહી ભોગવાય છે તે તરફ દૃષ્ટિ કરાવે

(૩) નિરપવાદ પ્રભાવના—કોઈ દ્વેષી માણસો જૈન સાધુનો મહિમા સાભળી ચર્ચા કરવા આવે ત્યારે વિવેકી સાધુ ચતુરાઈથી, સ્વમત અને પરમતના શાસ્ત્રોનુ પ્રમાણ આપી સાચો ધર્મ સ્થાપે

(૪) ત્રિકાળજ્ઞ પ્રભાવના—ખગોળ, ભૂગોળ, નિમિત્ત,

આ પાંચમા આરામા જીનેશ્વરો નથી ત્યારે પણ ભગવાનની વાણી શાસ્ત્રોમાં ભરેલી પડી છે મહાવીર ભગવાન પોતે હાજર હતા ત્યારે પણ ચૌદ હજાર સાધુ, છત્રીસ હજાર સાધ્વી, એક લાખ ઓગણ સાઠ હજાર શ્રાવકો અને ત્રણ લાખ ત્રેંસઠ હજાર શ્રાવિકાઓને જ તારી શકયા જેમણે ભગવાનની વાણી રુચી અને અંગીકાર કરી, તો અત્યારે પણ ભગવાનની વાણીરૂપ તેમનું શ્રુતજ્ઞાન તો ઘણું હાજર છે, પરંતુ પાંચમા આરાના છેડે તો અમુક જ દશ વૈકાલિક સૂત્રના ચાર અધ્યયન જેટલું જ રહેવાનું છે. તે સમયે પણ અમુક જીવો તે વાણીના આધારે એકાવતારી થવાના છે તો અત્યારે તો આપણા સદ્ભાગ્યે ૩૨ સૂત્રો હયાત છે તેને સમજનારા અને સમજાવનાર રાતદિવસ તેમા જ આનંદ માનનારા અને લોકોને શ્રુતજ્ઞાનનો સહારો દેનારા, એવા ઉપાધ્યાયજી મહારાજોનો મહાન ઉપકાર માની તેમનાં ચરણમાં મારી ત્રિકાળ અને ત્રિકરણ શુદ્ધ વંદના—નમસ્કાર હોજો, કારણ કે જ્ઞાન પાચ છે તેમા ચાર તો મૂગા છે એટલે ફક્ત પોતાને જ ગુણરૂપ છે જ્યારે શ્રુતજ્ઞાન તો પોતાને અને તમામને ઉપકારી છે બલકે, શ્રુતજ્ઞાન પિતા છે અને કેવળજ્ઞાન પુત્ર છે પિતા હોય તો જ પુત્રની ઉત્પત્તિ હોઈ શકે, માટે ઉપાધ્યાય જેવા શ્રુતજ્ઞાનીનો સહારો લઈ આપણુ શ્રુતજ્ઞાન પણ એવુ મજબૂત બનાવીએ કે આપણે પણ કેવળ જ્ઞાન પામવા ઉત્તરોત્તર આગળ વધી શકીએ.

## શ્રી સાધુજી

જ્યારે છોકરા છોકરીની અમુક ઉંમર થાય ત્યારે

તેને નિશાળે ભણવા માટે મોકલાય છે ત્યારે તે વિદ્યાર્થી તરીકે દાખલ થાય છે તે વખતે તેને ખાસ ત્રણ નિયમોનું પાલન કરવું પડે છે:

(૧) દરરોજ નિશાળે ટાઈમસર જવાનુ પૂરેપૂરો ટાઈમ હાજર રહેવાનું

(૨) શિક્ષક જ્યારે શીખવાડે ત્યારે લક્ષ તેમાં જ રાખવાનું અને ઘેરથી લેશન કરી લાવવાનુ

(૩) વર્ગમા કે બહાર તોફાન વગેરે નહિ કરવાનું અને શાળાની શિસ્ત મુજબ વર્તવાનો

આ ત્રણ નિયમોનુ શિસ્તબદ્ધ પાલન કરનાર જ સાચો વિદ્યાર્થી છે અને તે જ ઉત્તરોત્તર અભ્યાસ કરીને પાસ થાય છે અને આગળ વધ્યા કરે છે તો જ ૧૦ વર્ષમાં મેટ્રીક અને પછી ચાર પાચ કે વધુ વર્ષો કોલેજનો અભ્યાસ કરી ઊંચી ડીગ્રી મેળવી સંસારમાં સુખી થાય છે

આ રીતે જેને આત્મજ્ઞાનના વિદ્યાર્થી બનવું છે તેને વીતરાગ ભગવાનની શાળામા દાખલ થવું પડે છે નિશાળમાં ભણનારને પણ પૈસા કમાવવાનો લોભ છોડવો પડે છે અને બ્રહ્મચર્ય પાળવું પડે છે તેમ આ આત્મિક શાળાના વિદ્યાર્થી બનનારને પણ કંચન–કામિનીનો ત્યાગ કરીને સાધુ બનવું પડે છે, તો જ આત્મિક જ્ઞાનનો અભ્યાસ સારી રીતે થઈ શકે છે. તેઓ તીર્થંકર ભગવાની ખાસ આજ્ઞાઓનું પાલન કરવાનું ખુશીથી સ્વીકારે છે

આ પાંચમા આરામા જીનેશ્વરો નથી ત્યારે પણ ભગવાનની વાણી શાસ્ત્રોમાં ભરેલી પડી છે મહાવીર ભગવાન પોતે હાજર હતા ત્યારે પણ ચૌદ હજાર સાધુ, છત્રીસ હજાર સાધ્વી, એક લાખ ઓગણ સાઠ હજાર શ્રાવકો અને ત્રણ લાખ ત્રેંસઠ હજાર શ્રાવિકાઓને જ તારી શકયા જેમણે ભગવાનની વાણી રુચી અને અંગીકાર કરી, તો અત્યારે પણ ભગવાનની વાણીરૂપ તેમનું શ્રુતજ્ઞાન તો ઘણું હાજર છે, પરંતુ પાંચમા આરાના છેડે તો અમુક જ દશવૈકાલિક સૂત્રના ચાર અધ્યયન જેટલું જ રહેવાનું છે. તે સમયે પણ અમુક જીવો તે વાણીના આધારે એકાવતારી થવાના છે તો અત્યારે તો આપણા સદ્‌ભાગ્યે ૩૨ સૂત્રો હયાત છે તેને સમજનારા અને સમજાવનાર રાતદિવસ તેમા જ આનંદ માનનારા અને લોકોને શ્રુતજ્ઞાનનો સહારો દેનારા, એવા ઉપાધ્યાયજી મહારાજોનો મહાન ઉપકાર માની તેમનાં ચરણમાં મારી ત્રિકાળ અને ત્રિકરણ શુદ્ધ વંદના—નમસ્કાર હોજો, કારણ કે જ્ઞાન પાચ છે તેમાં ચાર તો મૂગા છે એટલે ફક્ત પોતાને જ ગુણરૂપ છે: જ્યારે શ્રુતજ્ઞાન તો પોતાને અને તમામને ઉપકારી છે બલકે, શ્રુતજ્ઞાન પિતા છે અને કેવળજ્ઞાન પુત્ર છે પિતા હોય તો જ પુત્રની ઉત્પત્તિ હોઈ શકે, માટે ઉપાધ્યાય જેવા શ્રુતજ્ઞાનીનો સહારો લઈ આપણ શ્રુતજ્ઞાન પણ એવુ મજબૂત બનાવીએ કે આપણે પણ કેવળ જ્ઞાન પામવા ઉત્તરોત્તર આગળ વધી શકીએ.

## શ્રી સાધુજી

જ્યારે છોકરા છોકરીની અમુક ઉમર થાય ત્યારે

તેને નિશાળે ભણવા માટે મોકલાય છે ત્યારે તે વિદ્યાર્થી તરીકે દાખલ થાય છે તે વખતે તેને ખાસ ત્રણ નિયમોનું પાલન કરવું પડે છેઃ

(૧) દરરોજ નિશાળે ટાઈમસર જવાનુ પૂરેપૂરો ટાઈમ હાજર રહેવાનું

(૨) શિક્ષક જ્યારે શીખવાડે ત્યારે લક્ષ તેમાં જ રાખવાનું અને ઘેરથી લેશન કરી લાવવાનુ

(૩) વર્ગમાં કે બહાર તોફાન વગેરે નહિ કરવાનું અને શાળાની શિસ્ત મુજબ વર્તવાનો.

આ ત્રણ નિયમોનું શિસ્તબદ્ધ પાલન કરનાર જ સાચો વિદ્યાર્થી છે અને તે જ ઉત્તરોત્તર અભ્યાસ કરીને પાસ થાય છે અને આગળ વધ્યા કરે છે તો જ ૧૦ વર્ષમાં મેટ્રીક અને પછી ચાર પાચ કે વધુ વર્ષો કોલેજનો અભ્યાસ કરી ઊંચી ડીગ્રી મેળવી સંસારમાં સુખી થાય છે

આ રીતે જેને આત્મજ્ઞાનના વિદ્યાર્થી બનવું છે તેને વીતરાગ ભગવાનની શાળામા દાખલ થવું પડે છે નિશાળમાં ભણુનારને પણ પૈસા કમાવવાનો લોભ છોડવો પડે છે અને બ્રહ્મચર્ય પાળવું પડે છે તેમ આ આત્મિક શાળાના વિદ્યાર્થી બનનારને પણ કંચન–કામિનીનો ત્યાગ કરીને સાધુ બનવું પડે છે, તો જ આત્મિક જ્ઞાનનો અભ્યાસ સારી રીતે થઈ શકે છે તેઓ તીર્થંકર ભગવાની ખાસ આજ્ઞાઓનું પાલન કરવાનું ખુશીથી સ્વીકારે છે

(૧૫) મનસમધારણીયા મનને પાપમાથી પાછું ખેંચી ધર્મમાં જોડે, (૧૬) વયસમધારણીયા–જરૂર પૂરતી અને નિર્દોષ વાણી બોલે, (૧૭) કાયસમધારણીયા–કાયની ચપળતા રોકે, (૧૮) ભાવ સચ્ચે–અંતઃકરણના ભાવો નિર્મળ રાખી ધર્મધ્યાન અને શુક્લધ્યાનમા આત્માને જોડે, (૧૯) કરણ સચ્ચે–જેવું બોલે તે પ્રમાણે પાલન કરે એટલે વાણી મુજબનુ જ વર્તન કરે અને ખાસ કરીને ઉ સૂત્રના ૨૬મા અધ્યયનમા સમાચારી દસ પ્રકારની બતાવેલી છે તે મુજબ જે જે સમયે જે જે કાર્ય કરવાનું હોય તે ઉમંગપૂર્વક–કર્મનિર્જરાના હેતુ માટે જ કરે (૨૦) જોગ સચ્ચે–મન વચન અને કાયાના યોગની સત્યતા અને સરળતા રાખે યોગાભ્યાસ, આત્મસાધન–શમ, દમ, ઉપશમ વગેરે કાર્યોની પ્રતિદિવૃદ્ધિ કરે, (૨૧) ખંતી–હમેશા ક્ષમાવંત રહે વેર લેવાની વૃત્તિ થવા દે નહિ. (૨૨) સંવેગ–વૈરાગવંત–અનાદિકાળથી આ જીવે કુવેગમા ઘણાં કર્મો બાંધી હેરાન થયા છે તો હવે ગગન કારણોથી દૂર રહી આત્માના હિત માટે જ પુરુષાર્થ કરે (૨૩) નાણ સંપન્ને–મતિજ્ઞાન–શ્રુતજ્ઞાનને શાસ્ત્રના અભ્યાસથી મજબૂત કરે અને વાચના પુચ્છના પરીયટ્ટણાથી જ્ઞાનને દૃઢ કરીને બીજાને પણ જ્ઞાન આપે અને જ્ઞાનના ભેદોનું ચિંતન–મનન હંમેશ કરે, (૨૪) દંસણસંપન્ને–અત્યારે વિજ્ઞાનની ઘણી વાતો અધુરા જ્ઞાનને કારણે શાસ્ત્રની વિરુદ્ધ લાગતી હોય તો પણ કેવલજ્ઞાનીના વચનમા થોડી પણ ભૂલ હોય જ નહી એવો દૃઢ વિશ્વાસ રાખે અને બુદ્ધિ ચાલે તો સમજે અને સમ-

જાવે, પણ ન સમજી શકાય તો પણ વીતરાગ-વચનમા શકા લાવે નહિ, (૨૫) ચારિત્ર સંપન્ને-પાચ ચારિત્રનો વિચાર કરી આ પાચમા આરામાં ફક્ત સામાયિક અને છેદોપસ્થાપનીય બે ચારિત્રો છે તેને પણ શુદ્ધ રીતે પાળે કે જેથી કષાયો મંદ પડતી જાય અને તમામ બાબતમા સંતોષ રાખે, (૨૬) વેદની અહિયાસિયા-ક્ષુધા તૃષા વગેરે ૨૨ પરિસહના કારણે શારીરિક કે માનસિક દુઃખના કારણો બને ત્યારે સમભાવથી સહન કરે, (૨૭) મારણાંતિય અહીયાસિયા-મરણ વખતે અગર કોઇ એકસીડન્ટના કારણે વેદના વધારે હોય તો પણ સમાધિ-મરણના ૩૭ બોલ યાદ કરે અને આત્માને સમાધિ-મરણ પ્રાપ્ત થાય તેમ કરે પણ મરણથી ડરે નહિ, કારણકે તે સમજે છે કે હાય-વોય કરવાથી મરણ અટકશે નહિ, પરંતુ બગડી જશે એમ વિચારી જન્મ ઓછા થાય તેવા પ્રયત્નો કરે જેથી મરણ ફરી વાર આવે નહી, આમ સમભાવપૂર્વક મૃત્યુને મહોત્સવ બનાવે

## ૨૨ પરિસહો સહન કરે

(૧) ભૂખનો (૨) તરસનો (૩) ઠંડીનો (૪) ગરમીનો (૫) ડાસ-મચ્છરનો (૬) અચેલનો વસ્ત્રો જુનાં ફાટી ગયાં હોય ત્યારે પણ આજીજી ન કરે (૭) અરતિ-મનમા ખેદ થાય ત્યારે સમભાવ રાખે (૮) સ્રીનો-કોઇ હાવભાવ ખૂબ કરે અને લોભાવે તો પણ બ્રહ્મચર્ય માટે મજબૂત રહે

ઉપાશ્રયે આહાર વગેરે સામે લાવીને વહોરાવે તે (૫) રાઈભત્તે—રાત્રિ ભોજન (૬) સિણાણેય—સ્નાન કરવું—નહાવું તે (૭) ગંધ—સુગંધિદાર પદાર્થો શરીરે લગાડવા તે (૮) મલ્લેય—પુષ્પ અથવા મણિ—મોતીની માળા (૯) વીયણે—પંખા વગેરે વડે પવન નાખવો તે (૧૦) સન્નિહિ—કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરવો તે (૧૧) ગીહિમત્તે—ગૃહસ્થના પાત્ર—થાળી વગેરેમા ભોજન કરે તે (૧૨) રાયપિંડ—વિકાર વધે એવો બલિષ્ટ આહાર (૧૩) કિમિચ્છિએ—તમારે શું ઇચ્છા છે એવું પૂછીને આહાર વહોરાવવો તે (૧૪) સંબાહન—કારણ વગર તેલ વગેરે ચોળાવે તે (૧૫) દંત પહોણાય—દાંતોની શોભા માટે દાતણ વગેરે કરવું તે (૧૬) સપુચ્છણા—ગૃહસ્થોને સંસારની વાતો પૂછવી તે (૧૭) દેહ-પલોયણા—અરીસા વગેરેમા ચહેરો જુએ તે (૧૮) અટ્ઠાવએ—અષ્ટાપદ વગેરે જુગાર રમવો અથવા અષ્ટાંગ નિમિત્ત કહેવુ તે (૧૯) નાલિએ ચોપટ, ગંજીપો શેતરંજ આદિ રમવું તે (૨૦) છત્તસ ધારણટ્ઠાએ—છત્ર માથા ઉપર ધારણ કરવુ તે (૨૧) તિગિચ્છ—વિના કારણ બલ વૃદ્ધિ માટે ઔષધ લે (૨૩) પાહણાપાએ—પગે પગરખા—જોડા—ચંપલ વગેરે પહેરવા તે (૨૩) સમારંભ ચ જોઇણો—અગ્નિનો આરંભ કરે તે (૨૪) સેજ્જાયરપિંડ—જેની આજ્ઞા લઇને મકાનમાં ઊતર્યા હોય તેનો આહાર—પાણી લે તે (૨૫) આસંદી—સુખના આસનો ભોગવવા તે (૨૬) ગિહંતર નિસિજ્જા—ગૃહસ્થીને ત્યા બેસવું તે (૨૭) ગાયસુ વટ્ટણા—પીઠી વગેરે લગાવે (૨૮) ગિહિણોવેયાવડીયં—ગૃહસ્થીની વૈયાવચ્ચ

અથવા સેવા કરે અને તેમની પાસે કરાવે (૨૯) જાઇયા-જીવવત્તિયા—સગપણ, ઓળખાણ વગેરે કરીને આહાર-પાણી મેળવે (૩૦) તત્તા નિવુડં ભોઇત-ચૂલા ઉપર મૂકયા છતા પૂરેપૂરું અચિત્ત ન થયું તેવા કાચાપાકા-મુખમાં ખાતાં કડકડ આવાજ થાય તેવા આહાર અને પાણી વાપરવા તે (૩૧) આઉર સરણાણિય-રોગ વગેરેમા અગર વિહાર આદિમાં ગભરાઇ જઈ સગા-વહાલાં કે ગહસ્થોના શરણા માટે આતુર બને (૩૨) થી (૪૫) મૂળા, આદુ, શેરડીના ટુકડા. સુરણાદિ કંદ, મૂલ-જડી-ફળ, બીજ, સંચળ, સિંધાલુણ, રોમદેશનું મીઠું, પાંશુક્ષાર અથવા ઉસ, કાળું મીઠું (૪૬) ધૂપ કરવો (૪૭) વમન કરવું (૪૮) બસ્તીકર્મ-એનિમા લેવો તે (૪૯) વિરેચન-જુલાબ લેવો તે (૫૦) આંખમાં શોભા માટે અંજન આજવું તે (૫૧) દંત વણેય-દાંત રંગવા તે (૫૨) ગાયાભંગ-શરીર ગદડાવવુ-કસરત મલકુસ્તી વગેરે કરે કે કરાવે તે ઉપર મુજબ બાવન અનાચરણ છે તેનો ત્યાગ સાધુજી કરે છે અને શુદ્ધ સંયમ પાળે છે

સાધુજી ૨૦ પ્રકારે અસમાધિના દોષ ટાળે છે તે નીચે મુજબ —

(૧) જલ્દી જલ્દી ચાલે (૨) દિવસે જોઇને ચાલે નહીં અને રાત્રે પુંજીને ચાલે નહીં (૩) પુંજે બીજે અને ચાલે બીજી જગાએ (૪) પાટ, પાટલા, બાજોઠ વધારે ભોગવે (૫) પોતાનાથી દીક્ષાએ મોટા છે અગર ગુણવંતની સામે

## ૩૧ યોગ સંગ્રહ

યોગ એટલે મનવચનકાયાના શુભ યોગનો સંગ્રહ કેવી રીતે કરવો તે શ્રી સમવાયંગ સૂત્રમાં બતાવેલ છે તે નીચે મુજબ—

(૧) કોઇપણુ દોષ લાગ્યો હોય તે તરત ગુરૂને કહે (૨) કોઈ નો વાક બીજાની આગળ જાહેર કરે નહિ (૩) કષ્ટ પડે તો પણુ ધર્મમા દૃઢ રહે (૪) તપ કરીને આ લોકમા કીર્તિ તેમજ સુખ તથા પરલોકના સુખની ઇચ્છા કરે નહિ (૫) આસેવન-જ્ઞાનાભ્યાસ સબધી તેમજ આચાર ગોચર સબધી શિખામણુ કોઈ આપે તેને હિતકારી માને (૬) શરીરની શોભા-વિભૂષા-ટાપટીપ કરે નહિ (૭) ગુપ્ત તપ કરે પણુ લોભ કરે નહિ (૮) જે જે કુળોમાંથી ભિક્ષા લેવાનું ભગવાનનુ ફરમાન છે તે તમામ કુળોમા ગોચરી કરે (૯) પરિસહ આવે તો ચઢતા પરિણુામ રાખે પણુ ક્રોધ કરે નહિ (૧૦) સદા સરળતાથી નિષ્કપટપણાથી વિચરે (૧૧) આત્મદમન કરે એટલે ઈંદ્રિયોને કાબૂમા રાખી વિષયોનુ વમન કરે અને કષાયનુ **ઉપશમન** કરે (૧૨) સમકીત સહિત એટલે શુદ્ધ શ્રદ્ધાવાળો હમેશ રહે (૧૩) ચિત્તને સ્થિર કરે (૧૪) જ્ઞાન-દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય-એ પાચ આચારમાં પ્રવર્તે (૧૫) વિનય-ગુણવાન પ્રત્યે આદરપૂર્વક નમ્રતા રાખે (૧૬) તપ, જપ, ક્રિયા વગેરેમા સદા પરાક્રમ ફોરવે (૧૭) સદા વૈરાગ્યવત રહે (૧૮) નિજ આત્માના ગુણુ

જ્ઞાન દર્શન ચારિત્ર રૂપી રત્નના ખજાનાને બરાબર સાચવે. (૧૯) પાસત્થાનો સંસર્ગ કરી તેમના જેવા ઢીલા ન બનતા ચઢતા પરિણામ વધારે (૨૦) ઉપદેશ કે પ્રવૃત્તિ સદા સવરકરણીને પુષ્ટિ મળે તેવી કરે (૨૧) પોતાના આત્માના દુર્ગુણો શોધી તેને ટાળવાના ઉપાયો કરે (૨૨) શબ્દ અને રૂપ (કામ) અને ગંધ, રસ, સ્પર્શ (ભોગ)નો સંજોગ મળે ત્યારે તેમા લુબ્ધ ન થાય (૨૩) નિયમ અભિગ્રહ, ત્યાગ વૈરાગ્યની હંમેશાં વૃદ્ધિ કરે (૨૪) વસ્ત્ર, પાત્ર, સૂત્ર, શિષ્ય વગેરે ઉપધિનો અહંકાર કરે નહિ. (૨૬) મદ, વિષય, કષાય, નિંદા અને વિકથાનો ત્યાગ કરે (૨૬) થોડુ પણ જરૂરી બોલે અને દરેક ક્રિયા યોગ્ય સમયે કરે (૨૭) આર્ત્ત, રૌદ્ર ધ્યાન છોડી ધર્મ શુકલ ધ્યાન વિષે ચિંતન મનન કરે (૨૮) મન વચન અને કાયાના યોગને સદા શુભ કાર્યમા પ્રવર્તાવે (૨૮) મારણાંતિક વેદના આવે તો પણ પરિણામની ધારા ધર્મમા સ્થિર રાખે (૩૦) સર્વ કુસંગનો ત્યાગ કરે (૩૧) ગુરૂની પાસે ગુપ્ત પાપોની પણ આલોચના નિંદા કરી તેમની પાસે સાચી વસ્તુ જણાવી પ્રાયશ્ચિત્ત લે (૩૨) મરણનો અવસર નજીક આવેલો જાણી સથારો કરી સમાધિભાવમાં દેહનો ત્યાગ કરે

આ પ્રમાણે સાધુ માટેની અનેક ક્રિયાઓનુ વર્ણન શાસ્ત્રમા છે તે મુજબ સંપૂર્ણ ગુણો પ્રાપ્ત થાય તેને યથાખ્યાત ચારિત્ર કહે છે આ-પાંચમા આરામા યથાખ્યાત

ચારિત્ર નથી તેથી એમ ન માનવું કે પાચમા આરામા સાધુપણુ છે જ નહિ પરતુ શ્રી ભગવતીસૂત્રમા જણાવ્યુ છે કે પાચમા આરાના છેડા સુધી સાધુ-સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર તીર્થ રહેશે અને તેમાંથી જીવો એકાવતારી થશે અત્યારે ફક્ત બે ચારિત્ર એટલે સામાયિક અને છેદોપ-સ્થાપનીય હોય છે કોઈ સાધારણ દોષના કારણો તો સાધુમા હોવાનો સભવ છે કારણ કે સાધુપણામા મોહ-નીયની કર્મની ૧૩ પ્રકૃતિઓ છઠ્ઠે ગુણસ્થાનકે હોય છે જ તેથી તેને પ્રમત્ત સયતિ ગુણસ્થાન કહેલ છે આ બાબતનો વધુ ખુલાસો સમજવા માટે શાસ્ત્રમાં છ પ્રકારના નિયંઠા એટલે નિર્ગ્રંથનો અધિકાર બતાવેલ છે

## છ પ્રકારના નિયંઠા (નિર્ગ્રંથ)

જેઓ દ્રવ્યથી પરિગ્રહની ગાઠમા બધાયેલા નથી અને ભાવથી ક્રોધ, માન, માયા લોભની તીવ્ર ગાઠો પણ જેમણે છોડી છે અને બીજાને તેવી ગાઠોથી છોડાવનાર છે તે નિર્ગ્રથ કહેવાય છે

(૧) પુલાક નિર્ગ્રથ-જેમ કમોદ તથા ઘઉંનુ ખેતર લણી તેનો પગળ સહિત ઢગલો હોય જેમા દાણા થોડા અને ખડનો ભાગ વધુ હોય તેમ પુલાક નિર્ગ્રંથમા ગુણ થોડા અને દોષ વધુ હોય છે તેમના બે ભેદ છે

(અ) લબ્ધિ પુલાક—કોઈએ મોટો અપરાધ કર્યો હોય ત્યારે પુલાક લબ્ધિથી ચક્રવર્તીની સેનાને પણ બાળી

નાંખે-અને (બ) અસેવના પુલાક—તે જ્ઞાન દર્શન ચારિત્રની વિરાધના કરે-આ નિર્ગ્રંથ આ આરામાં હોતા નથી

(૨) બુક્કસ-કમોદ કે ઘઉંના પરાળ સહિત ઢગલો હોય તેમાંથી ઘાસ જુદું પાડી-ઊંબીઓનો ઢગલો કરે તેમાં પ્રથમ કરતા ઘાસ ઓછુ છે છતા દાણા કરતા તો વધારે છે, તે પ્રમાણે ગુણો થોડા વધારે, છતાં દોષ પણ વધારે હોય તેના બે ભેદ (અ) ઉપકરણ બુક્કસ-કપડા, પાતરા વગેરે વિશેષ રાખે અને ધોવે તે (બ) શરીર બુક્કસ-તે હાથ પગ ધોવે, શરીરની ?'વિભુષ' થોડી કરે છતા કર્મ ખપાવવાનો ઉદ્યમ તો કરે.

(૩) કષાય કુશીલ—કમોદ અને ઘઉ થી ઊબીઓના ઢગલામાથી માટી-કચરો દૂર કરી, ખળામા બળદના પગોથી કચરાવી દાણા છૂટા પાડ્યા હોય ત્યારે દાણા અને કચરો સરખા હોય તેમ કષાય કુશીલ સયમ પાળે, જ્ઞાનાભ્યાસ કરે, તપ કરે, બીજી ક્રિયાઓ પણ કરે છતા કષાયનો ઉદય થાય તો જ્ઞાન વડે દબાવે છતાં પણ કડવા, વેણ કે નિંદા સાંભળી ક્રોધ કરે, પોતાના વખાણ થાય ત્યારે અભિમાન કરે વાદવિવાદની ચર્ચામાં માયાકપટ કરે કે શિષ્ય ઉપધિ વગેરેનો લોભ કરે. આ ચારે કષાયો થઈ જાય તો પણ આત્માની નિંદા કરી શલ્યરહિત થઈ જાય.

(૪) પ્રતિસેવના કુશીલ—ખળામા ઊબીઓ કચરાયા પછી પવનમાં-ઊપણે ત્યારે ઊપણેલા ઢગલામાં દાણા-ઘણા ચણ કચરો ઓછો હોય તે પ્રમાણે સાધુ મૂળગુણો પાચ

મહાવ્રત જેવામાં દોષ લગાડે નહિ, પણ દશ પચ્ચખાણ વગેરે ઉત્તર ગુણોમા જરા જરા દોષ લગાડે છે છતા દોષનું પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ થઈ જાય છે

(૫) નિર્ગ્રંથ—ખળામા ચોકખા કરેલા દાણામાથી કાંકરા વગેરે કાઢી શુદ્ધ કરે છતા પહેલી છડના ચોખામા સહેજ લાલ છોડું હોય તેમ થોડી અશુદ્ધિ સમજવી. તેના પણ બે ભેદ છે · (૧) ઉપશમ કષાયી—અગારાને ઠારી કોલસા બન્યા હોય પરંતુ કષાય રૂપ અગ્નિનો સ્પર્શ થતા ક્રોધ વગેરે થઈ જાય એવો સંભવ ખરો, (૨) ક્ષીણ કષાયી–તે મોહનીય કર્મની ૨૭ પ્રકૃતિઓનો ક્ષય કરેલો હોય છતા સંજવલનનો લોભ થોડો રહે છે, બાકી શુદ્ધ

(૬) સ્નાતક—તદ્દન ચોકખું અનાજ જેવુ યથાખ્યાત ચારિત્ર હોય–ચાર ઘનઘાતી કર્મરહિત કેવળી ભગવાન બની શુકલ ધ્યાનને ધરાવનાર હોય તે

આ છ પ્રકારના નિર્ગ્રંથો કહેલા છે તેમા ૧–૪–૫–૬ એ ચાર નિર્ગ્રંથો પચમકાળમાં હોઇ શકે નહિ ફક્ત બીજા પ્રકારના બુક્કસ અને ત્રીજા પ્રકારના કષાય કુશીલ એ બે જાતના નિર્ગ્રંથોનુ વર્ણન ઉપર મુજબ છે. તે જાણી ન્યૂનાધિક જ્ઞાનક્રિયા જોવામા આવે તો પક્ષપાત થવા દેવો નહિ કારણ કે તેથી રાગદ્વેષની વૃદ્ધિ થવાથી જૈનધર્મને કલંક લાગવા જેવું થવાનો સંભવ ગણાય

એક હીરો પાંચ રૂપિયાની કિંમતનો પણ હોય અને લાખ રૂપિયાનો પણ હીરો હોય, છતા હીરો નથી એમ

કહી શકશો નહિ આ પ્રમાણે ઓછાવત્તા ગુણવાન હોઈ શકે છે તેમની પરીક્ષા સાધારણ રીતે કરવી જોઈએ કોઈ શિથિલ સાધુ હોય તો પણ–ચોથું બ્રહ્મચર્યવ્રત અને છઠ્ઠું રાત્રિ–ભોજનનું વ્રત તો તેઓ પાળતા જ હોય છે અને બીજાં વ્રતોમા દોષ થોડોઘણો સંભવે બે પ્રકારના નિર્ગ્રં-થોમાં હોઈ શકે પરંતુ ગુણ તરફ દૃષ્ટિ રાખીશુ તો કલેશનુ કારણ બનશે નહિ અને કલેશનું કારણ બની જશે તો ભગવાનનો સ્યાદ્‌વાદ સિદ્ધાત ટકી શકશે નહિ માટે ઉદારતા મનમાં હોવી એ ધર્મનો મુખ્ય પાયો છે છતા જેઓમાં સંયમ જરા પણ નથી એવા પાચ પ્રકારના સાધુ અવંદ-નીય કહ્યા છે પરીક્ષા કરનારમા પણ પરીક્ષકના ગુણો હોવા જોઇએ

## ૫ પ્રકારના અવંદનીય સાધુ

(૧) પાસત્થા—જ્ઞાનદર્શનચારિત્રથી તદ્દન ભ્રષ્ટ હોય, માત્ર ભેખધારી ગમે તેવો આહાર લે અને લોચ ન કરે તે

(૨) ઉસન્ના—સાધુ માટે બનાવેલી વસ્તુઓ વાપરે, પડિલેહણ, પ્રતિક્રમણ, વગેરે ક્રિયાઓ ન કરે તે

(૩) કુશીલીયા—જ્ઞાનની દર્શનની ચારિત્રની દરકાર ન કરે, વળી તેઓ ૭ કર્મ કરે છે (૧) કૌતુક—દવા ઉપચાર, સ્નાન, મંજન વગેરે કરે કરાવે, (૨) ભૂતકર્મ—ભૂતપલિતના દોરા વગેરે કરે, (૩) પ્રશ્નકર્મ–વિદ્યાઓના પ્રયોગો કરી લાભહાનિ બતાવે, (૪) નિમિત્તકર્મ–જ્યોતિષ વગેરેથી નિમિત્ત ભાખે, (૫) આજીવિકાકર્મ–જાતિ કુળ, શિલ્પ, ધંધો,

વેપાર વગેરે સંસારની કળાઓ બતાવે, (૬) કલ્કકુરૂકકર્મ-માયા કપટ દંભ ઢોંગ કરી લોકોને સતાવે, (૭) હાથપગ વગેરેના લક્ષણો, રેખાઓ વગેરેના ગુણો બતાવે

(૪) સંસત્તા—ગુણ અવગુણનું ભાન ન હોય અને દેખાદેખીથી સાધુનો ભેખ ધરે, પેટભરાઈ કરે તે

(૫) અપછંદા—ગુરુની અરિહંતની અને શાસ્ત્રની આજ્ઞા તોડી પોતાની મરજી મુજબ વર્તે. ઉત્સૂત્ર પ્રરૂપે તે.

આ પાંચ પ્રકારના સાધુ સત્કાર, સન્માન, વંદન વગેરે માટે લાયક નથી માટે થોડી પરીક્ષા પણ કરવી જોઈએ

દોહરો–ઈર્યા ભાષા એષણા, ઓળખજો આચાર
ગુણવંત સાધુ દેખીને વંદો વારંવાર

સાધુની ૮૪ ઉપમાઓ આપેલી છે, સર્પ, પર્વત, અગ્નિ, સાગર, આકાશ, વૃક્ષ, ભ્રમર, મૃગ, પૃથ્વી, કમળ, સૂર્ય, પવન આ ૧૨ ને ૭ વડે ગુણતા ૮૪ થાય છે આ બધી ઉપમાઓ એકદેશી હોય છે એટલે કે એકેંદ્રિયથી પંચેંદ્રિય સુધીના જીવોમાં જ ઉચ્ચગુણો હોય છે તેવા ગુણો સાધુઓએ ધારણ કરવા જોઈએ, તો જ તેનો આદર્શ સમાજ ઉપર ખડો થઈ જાય છે એવો પ્રભાવ ઘણા સંતોનો હોય છે વળી પારસમણી, કામકુંભ, કલ્પ-વૃક્ષ, ચિત્રવેલી વગેરે કંઈક ઉપમાઓ સાધુઓને આપી શકાય છે ઉત્તમ પદાર્થોથી મનોકામના સિદ્ધ થાય છે.

તેમજ સાધુઓ ઉત્તમ ગુણવાળા હોવાથી ભવ્ય જીવોને જ્ઞાનાદિ ઉત્તમ ગુણો આપીને સર્વના મનોરથો સિદ્ધ કરે છે નવકાર મંત્ર ઉપર શ્રદ્ધા કરનાર શ્રાવકો ગૃહસ્થ હોવા છતાં હંમેશા ત્રણ મનોરથ ચિંતવનારા હોય છે

(૧) આરંભ—હિંસા અને પરિગ્રહ એટલે મમતા, એ અનર્થનું મૂળ છે એમ સમજી તેને ઓછાં કેવી રીતે કરવાં તેની ચિતવણા કરે, (૨) આ સસાર પાપનુ જ ભાજન છે તો તેવા પાપથી બચવા હુ પચ મહાવ્રતધારી ક્યારે બનુ તેમ જ ચારિત્ર વિના ઉદ્ધાર નથી, એવી ભાવનાનું બીજું મનોરથ છે, (૩) જન્મ પછી મરણ તો અવશ્ય છે જ પરંતુ માનવ જ એક એવો જન્મ છે કે તેમા મૃત્યુને મહોત્સવ બનાવી શકાય છે, તે પણ સદાચારી જીવનથી જ મૃત્યુ સમયે સંથારો કરવાનો અવસર આવે તો જ માનવ-જીવન સફળ થાય એવી ભાવના ત્રીજુ મનોરથ છે આ બધાય મનોરથો નવકાર મત્રના પ્રભાવે જ સફળ થાય છે. તેમાં સાધુ ઓછામાં ઓછા ગુણો વાળા હોવા છતા તેમનું વર્તન કેવા પ્રકારનુ હોય છે તેનું કાવ્ય —

જેના રોમે રોમમા ત્યાગ અને સ યમની વિલસે ધારા
આ છે અણગાર હમારા૦
દુનિયામા જેની જોડ જડે ના એવુ જીવન જીવનારા
આ છે અણગાર હમારા૦
સામગ્રી સુખની લાખ હતી સ્વેચ્છાએ એણે ત્યાગી,
સંગાથ સ્વજનનો છોડીને, સંયમની ભિક્ષા માગી,
દીક્ષાની સાથે પંચ મહાવ્રત અંતરમાં ધરનારા આ છે ....

ના પંખો વિંઝે ગરમીમાં, ના ઠંડીમાં કદી તાપે,
ના કાચા જળનો સ્પર્શ કરે ના લીલોતરીને ચાંપે.
નાનામાં નાના જીવ તણું સંરક્ષણ એ કરનારા આ છે

જૂઠું બોલીને પ્રિય થવાનો, વિચાર પણ ન લાવે,
યા મૌન રહે યા સત્ય કહે. પરિણામ ગમે તે આવે,
જાતે ના લે કોઈ ચીજ કદી. જો આપે તો લેનારા આ છે

ના સંગ કરે કદી નારીનો, ના અંગોપાંગ નિહાળે,
જો જરૂર પડે તો વાત કરે, પણ નયનો નીચા ઢાળે
મનથી વાણીથી, કાયાથી વ્રતનું પાલન કરનારા, આ છે ..

ના સંગ્રહ એને કપડાંનો ના બીજા દિવસનું ખાણું
ના પૈસા એની ઝોળીમાં ના એના નામે ખાતું
ઓછામાં ઓછા સાધનમાં સંતોષ ધરી રહેનારા આ છે...

ના છત્ર ધરે કદી તડકામાં, ના ફરે કદી વાહનમાં,
મારગ હો ચાહે કાંટાળો, પહેરે ના કાંઈ તે પગમાં
હાથેથી સઘળા વાળ ચૂંટે, માથે મુંડન કરનારા આ છે.

કલ્યાણ જીવોનું કરવા કાજે વિચરે દેશ વિદેશે,
ના રાય રંક કે ઊંચનીચ સરખા સૌને ઉપદેશે,
અપમાન કરે યા સન્માન, સમતાભાવે રહેનારા આ છે

ના દેહતણી દરકાર કરે, અઘરા તપને આચરતા,
અભ્યાસ ક્રિયા ને ભક્તિથી આત્માને ઉન્નત કરતા
આરાધનામાં આયુષ્ય વિતાવી, ઉચ્ચ ગતિ વરનારા આ છે

આવા પવિત્ર સાધુઓ સંસારને લાત મારી, આત્માના

હિતને જોનારા, વીતરાગ પ્રભુની આજ્ઞાના આરાધક અઢી દ્વીપ, પંદર ક્ષેત્રને વિષે જ્યાં જ્યાં વિચરતા હોય તેમને હમારી ત્રણે કાળે ત્રણે કરણુથી શુદ્ધ સમય સમયની વંદણા હોજો આ પવિત્ર સાધુ સંસ્થા વડે જ, સદાચારનું શિક્ષણ સંસારી જીવોને મળતું રહે છે બીજી સાધુ સંસ્થાઓમા આ કલિયુગ અર્થાત્ પાચમા આરામા ઘણા ફેરફારો જોવા મળશે પરંતુ જૈન ધર્મમા હજુ પણ ત્યાગની–તપની મહત્તા ઓછી થઈ નથી તે તીર્થંકરોની વાણીનો જ પ્રતાપ છે

## નવકાર મંત્રને લાયક કોણ

આ જીવોની ઉત્પતિ ક્યારે થઈ? તેનો જવાબ કેવળી ભગવંતે આપ્યો છે કે જીવો માત્ર અનાદિ કાળથી છે જીવો અખંડ અવિનાશી અને નિત્ય છે પરંતુ અનાદિ કાળથી તે નિગોદ જેવા સ્થાનોમા પડ્યો હતો તેમાથી પરવશપણે દુખો સહન કરતા કર્મ ઓછા થયા ત્યારે બે ઇદ્રિય, તેઇદ્રિય, ચૌરેન્દ્રિય અને છેવટે એક કોડાકોડી સાગરોપમથી પણ ઓછા કર્મ બાકી રહ્યા ત્યારે માનવ થયો અને તેમાં પણ ઘણા પુણ્યના સંજોગે આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ, પાંચ ઇન્દ્રિયો સારી અને બુદ્ધિનું બળ મળ્યું તેમા વળી નિર્ગ્રંથ ગુરુઓ ધર્મનું સાચુ સ્વરૂપ સમજાવનારા મળ્યા ત્યારે નવતત્ત્વનુ સ્વરૂપ સમજાવ્યું તેમા પ્રથમ એકડારૂપે જીવ છે જીવ હોય તો જ બધું સમજી શકે છે એક્કાની કિંમત પાનાની રમતમા ઊંચી છે તે બધાને

જીતે છે માટે દરેક જીવે બીજા જીવો સાથે સંપ કરીને રહેવું જોઇએ "સંપ કરે કિંમત વધે, ઘટે કરે મન રીસ, હોય આંક મુખ ફેરવે ત્રેસઠના છત્રીસ" બીજા તત્ત્વમા **બગડારૂપે અજીવ** છે જ્યા બે થાય ત્યાં બગડે બે. ત્રીજુ તત્ત્વ પુણ્યનું છે પુણ્યવાળો હમેંશા **તગડો** રહે છે ચોથું તત્ત્વ પાપનું છે, તે ક્રોધ, માન, માયા ને લોભની ચંડાળ **ચોકડી** હોય છે, પાંચમુ આશ્રવ તત્ત્વ તે, **પાચ ઇન્દ્રિયો** જ્યારે પોતાના વિષયોમા ખેંચાઇ જાય ત્યારે ત્રણે કાળમાં જીવ અશુભ કર્મો બાધ્યા કરે છે અને ભારે થતા જાય છે છઠ્ઠો સવર તત્ત્વમા મન પરોવાય છે ત્યારે **મન વડે પાંચ ઇન્દ્રિયો** પણ કાબૂમા રાખીને આશ્રવ એટલે કર્મના બંધને રોકે છે સાતમુ નિર્જરા તત્ત્વ બાર પ્રકારના તપથી આત્માને લાગેલા **સાત કર્મો** બોદા અથવા ઢીલાં કરી નાખે છે આઠમું બંધ તત્ત્વ **આઠ કર્મોના પુદ્દગલો** ખેચીને આત્માના પ્રદેશો સાથે ચોટાડે છે અને નવમું મોક્ષ તત્ત્વ, **નવના અખડ** આંક રૂપ કાયમનુ સુખ જીવને અપાવે છે આ નવ તત્ત્વની સાચી સમજણથી જ જીવ સમકિત પામે છે ત્યારે તે નવકાર મત્રની આરાધના માટે લાયક બને છે એને વીતરાગની વાણીની રૂચિવાળો ૧૪ ગુણધારી શ્રોતા બને છે (૧) ભક્તિવાન, (૨) મિષ્ટભાષી, (૩) અહંકારરહિત, (૪) સાભળવાની ઉત્કંઠા, (૫) વીતરાગના વચનોથી ધર્મમા સારી રીતે સ્થિર થાય, (૬) એકચિત્ત બની સાભળે, (૭) વક્તા જે કહે તેનુ રહસ્ય સમજે, (૮) પ્રશ્નને સમ-

જનાર, (૯) અર્થ પણ સમજી શકે, (૧૦) સત્કર્મમા આળસ નહીં કરનાર, (૧૧) ઉદાર ચિત્તવાળો-પોતે સમજે અને બીજાને સમજાવવા તત્પર રહે (૧૨) ગુણગ્રાહી (૧૩) નિંદક નહીં (૧૪) દોષરહિત સુંદર જીવન જીવનાર આ ૧૪ ગુણથી વીતરાગની વાણીનુ રહસ્ય સમજવાલાયક બને છે, ત્યારે તેનું હૃદય પવિત્ર બને છે અને એવા પવિત્ર હૃદયમા નવકાર મંત્ર ટકી શકે છે એટલે કે એને પચ પરમેષ્ટિ પ્રત્યે એટલો બધો આદરભાવ જાગે છે કે વિશ્વનો સાર જ પંચ પરમેષ્ટિ છે દુનિયાના તમામ પદાર્થો જે ક્ષણિક અથવા અનિત્ય છે તેની અસારતા સમજાય છે તેથી તેના પ્રત્યે નિર્વેદ ભાવ જાગે છે એટલે અણગમો થઈ જાય છે અને સમજે છે કે. "નથી સુખી દેવતા દેવલોકે, નથી સુખી પૃથ્વીપતિ રાયા, નથી સુખી શેઠ સેનાપતિય, એકાત સુખી મુનિ વીતરાગી "

ભાવાર્થ એ છે કે સાચું સુખ નવકાર મંત્રના આરાધકને જ મળી શકે છે અને જેઓ નવકાર મંત્રના આરાધક નથી એવા દેવો દેવલોકમા પણ સુખી નથી કારણ કે દેવોને પરિગ્રહ સંજ્ઞા વધારે હોય છે અને લોભ એ પાપના મૂળ છે તેથી તેઓ કોઈની દેવીઓ ઉઠાવી જાય છે, સપત્તિ લૂંટી જાય છે અને ઇદ્ર જ્યારે તેમને પકડે છે ત્યારે તેને વજ્રનો પ્રહાર કરે છે ત્યારે તેઓને છ મહિના સુધી બળતરા રહે છે આમ દેવોમા પણ રાજ્ય વ્યવસ્થા છે કારણ કે ગુન્હા થાય છે

તેને માટે રક્ષક દેવો સૈનિકોની માફક હોય છે હલકી જાતના દેવો તો દુઃખી જ હોય છે જ્યારે ઊંચી જાતના દેવો મોજશોખમા એવા ગુલતાન બની જાય છે કે અશુભ કર્મો બાધીને આસક્તિને લીધે પૃથ્વી, પાણી અને વનસ્પતિ જેવા એકેન્દ્રિય થવુ પડે છે પૃથ્વીપતિ રાજાઓ પણ સુખી નથી કારણ કે તેમને ભયમાં જ જીવવાનુ હોય છે શ્રેણિક જેવા મહાન રાજાને પણ પુત્રોએ જેલમાં પૂર્યા હતા અત્યારે રાજાની જગાએ વડાપ્રધાનોની સ્થિતિ જોઈએ તો પાકિસ્તાનના ભૂટ્ટોને ફાંસી થઇ બંગલા દેશના પ્રમુખોના ખૂન થયા અમેરિકાના પ્રમુખ રેગન ઉપર ગોળીઓ છૂટી ગાધીજી જેવા પવિત્ર આત્મા પણ રાજ-કારણમા ગોળીએ વિધાયા જુઓ તેમનુ સુખ કેવુ ? શેઠ અને સેનાપતિઓ કદાચ હુકમો ફરમાવતા હોય તો પણ તેમને ચિતા કેટલી હોય છે? શેઠીઆઓને ચિતાને કારણે ઊઘ આવતી નથી તેને માટે ગોળીઓ ખાવી પડે છે અને ચિતાને કારણે બ્લડપ્રેસર અને હાર્ટએટેક જેવા રોગો તેઓને ખાસ હોય છે એટલે તેમને શાતિ જેવું હોતું નથી કારણ કે તેમને તૃષ્ણા વધુ થતી જાય છે

" સૌ હજાર કે લાખ કરોડો મળે તોય નહી શાતિ,
સોનું રૂપુ ને હીરા હોય પણ દીલમા સદા અશાતિ,
નિદરમા પણ દ્રવ્ય દેખીને ઝબકી જાયે જાગી,
શુ માગીએ વીતરાગી "

આવી સ્થિતિ શેઠીઆઓની નજરમા દેખાય છે કે શાતિનુ નામ નિશાન પણ તેઓને હોતુ નથી

ફક્ત સુખી હોય તો **વીતરાગ ભાવમાં રમનારા મુનિઓ** તેઓને કોઈ ચિંતા હોતી નથી જે કાંઈ, ખોરાક, સ્થાન–કપડા વગેરે મળે તેમા આનંદ હોય છે વળી તેમને માટે તો લોકો સારામા સારી વસ્તુઓ વહોરાવવાની ઇચ્છા રાખે છે અને મહારાજા તરીકેનો આદરભાવ દરેકના દીલમા હોય છે કહેવત પણ છે કે—

"શિરમુંડનમા તીન ગુણ, મીટે શીરકી ખાજ
ભોજનમાં લડ્ડુ મીલે, અને લોક કહે મહારાજ"

વળી, રહેવા માટે લાખો રૂપિયાના ઉપાશ્રયો, જેમાં હવાનું સુખ પૂરેપૂરુ હોય છે અને જ્ઞાનધ્યાનમા ચિત્ત રહેવાથી, મનમા દરેક પ્રકારની સમાધિ હોય છે, તેમને મુખ્યત્ત્વે ચાર પ્રકારની સમાધિ હોય છે. (૧) વિનય સમાધિ–વડીલ સંતોના સાનિધ્યમા તેમની આજ્ઞા પ્રમાણે વર્તનાર હોવાથી વિનય જે શ્રેષ્ઠ વશીકરણ વિદ્યા છે તેને લીધે મનમા સમાધિ રહે છે કારણ કે ગુરુકૃપા એ મુખ્ય વિનય સમાધિરૂપ છે જેમની કૃપાથી, (૨) સૂત્ર સમાધિનો લાભ જીવને મળે છે સૂત્રોમાં, આત્માને કર્મના સંજોગો જે રહેલા છે તેનાથી જે દુઃખના કારણો બને છે, તે કારણો મુખ્યત્વે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ જોગો છે તે દૂર કરવાના ઉપાયો મળી આવે છે અને કર્મનું દેવું ઓછું થતું જાય અને નવાં કર્મ અશુભ ન બંધાય તેથી આત્મા શુદ્ધ બનતો જાય છે વળી સૂત્રોના પાઠનો અભ્યાસ કરવામા મનને લગાડાય છે જેથી મનની એકાગ્રતાનો લાભ

મળે છે અને આત્માની સ્થિરતા પ્રાપ્ત થાય છે તેમજ બીજા જીવોને ધર્મમા સ્થિર કરવાની શક્તિ પ્રાપ્ત થવાથી હંમેશા સમાધિમાં જ ટાઈમનો ઉપયોગ થઈ શકે છે અને અવનવું જ્ઞાન વધતું જાય છે આ સૂત્ર સમાધિ બધી રીતે ગુણકારી તેમજ આનંદકારી છે (૩) તપ સમાધિ—આત્માનો મૂળ સ્વભાવ અણાહારક છે, આત્માને જે શરીરનો સબંધ છે તે માટે આહાર લેવો પડે છે પરતુ આત્માના સ્વભાવની પીછાણ સૂત્રોથી થતા આત્માના સ્વભાવને કેળવવા માટે આહાર–ઉપધિ વગેરેનો ત્યાગ કરવાની પ્રેકટીસ જ્યારે આત્મા કરે છે ત્યારે તેને તપમા આનદ આવે છે અને કર્મનું દેવું તેમાં ચૂકવાતુ હોવાથી તપમાં પણ સમાધિ અથવા શાતિનો અનુભવ જીવને થાય છે કારણ કે તપ જ્યારે હોય છે ત્યારે સંસારની ઉપાધિથી દૂર રહેવાય છે અને જ્ઞાન ધ્યાન વગેરે ૧૨ પ્રકારના તપથી જ સાચી સમાધિ જીવ મેળવી શકે છે (૪) આચાર સમાધિ—ઉપરની ત્રણ સમાધિથી આચાર નિર્મળ બને છે અને આવા સદાચારીનુ જીવન નિર્ભય અને સમાધિવાળુ હોય છે સસારમા પૈસા વગેરે કમાવામા, સાચવવામા કેટલી ઉપાધિઓ હોય છે તેનો સૌને અનુભવ છે તેમાં વળી જ્યારે નુકસાનનો પ્રસગ સાપડે છે ત્યારે દુખનો પાર રહેતો નથી જ્યારે સદાચારી એમ માનીને સતોષ માને છે કે “ભલુ થયુ ભાગી જજાળ, સુખે ભજીશુ શ્રી ગોપાલ” તેના મનમા એવો સતોષ હોય છે કે If wealth is lost

Nothing is lost કારણ કે લક્ષ્મી ચપલ છે તે જાય પણ ખરી અને પુણ્યનો જોગ બને તો આવે પણ ખરી, માટે શોક કરવાનું બીલકુલ કારણ નથી જો ખાવાપીવામાં કાળજી રહેતી નથી તો તંદુરસ્તી બગડે છે ત્યારે સદાચારી એમ માને છે If Health is lost something is lost તબીયત બરાબર ન હોય ત્યારે મનની સ્થિતિ બગડે છે, જેથી વાચન, મનન વગેરેમા ખામી પડે છે આવી સ્થિતિમા પણ સદાચારી રોગના કારણો જાણીને વિશેષ નિયમિત બને છે તેનાથી સ્વાસ્થ્ય પાછુ પ્રાપ્ત કરી શકે છે પરતુ સદાચારમા ખામી પડશે તો આત્માની દશા બગડી જશે એવું સમજી તે વિચારે છે કે If Character is lost everythihg is lost કે જો ચારિત્ર બગડ્યુ તો અહીના જીવનમા પણ શાંતિ નહિ મળે અને બીજા ભવોમા પણ તેના દુઃખો ભોગવતા પણ ક્યારે તેનાથી છૂટકારો થશે તે નક્કી ન કહી શકાય એવું તે નુકસાન છે માટે આચાર–સમાધિ ટકાવવા માટે હમેશા ક્રોધ, માન, માયા અને લોભ ઓછા કરે છે

આ બધી સમાધિની લાયકાત શ્રી નવકાર મંત્રની આરાધનાથી બનવાની આકાંક્ષા દરેકે રાખવી પડશે તેની પરેજ રૂપે આરભ અને પરિગ્રહને અનર્થનું મૂળ માનવું પડશે આવી માન્યતા વાળો જ આરંભ, પરિગ્રહ ઓછા કરવાની વૃત્તિ ધરાવશે તો જ તે નવકાર મંત્રની આરાધના કરી શકશે

મળે છે અને આત્માની સ્થિરતા પ્રાપ્ત થાય છે તેમજ બીજા જીવોને ધર્મમા સ્થિર કરવાની શક્તિ પ્રાપ્ત થવાથી હમેશા સમાધિમાં જ ટાઈમનો ઉપયોગ થઈ શકે છે અને અવનવુ જ્ઞાન વધતું જાય છે આ સૂત્ર સમાધિ બધી રીતે ગુણકારી તેમજ આનંદકારી છે (૩) તપ સમાધિ—આત્માનો મૂળ સ્વભાવ અણાહારક છે, આત્માને જે શરીરનો સબંધ છે તે માટે આહાર લેવો પડે છે પરંતુ આત્માના સ્વભાવની પીછાણ સૂત્રોથી થતા આત્માના સ્વભાવને કેળવવા માટે આહાર–ઉપધિ વગેરેનો ત્યાગ કરવાની પ્રેકટીસ જ્યારે આત્મા કરે છે ત્યારે તેને તપમા આનંદ આવે છે અને કર્મનુ દેવું તેમાં ચૂકવાતુ હોવાથી તપમા પણ સમાધિ અથવા શાતિનો અનુભવ જીવને થાય છે કારણ કે તપ જ્યારે હોય છે ત્યારે સંસારની ઉપાધિથી દૂર રહેવાય છે અને જ્ઞાન ધ્યાન વગેરે ૧૨ પ્રકારના તપથી જ સાચી સમાધિ જીવ મેળવી શકે છે (૪) આચાર સમાધિ—ઉપરની ત્રણ સમાધિથી આચાર નિર્મળ બને છે અને આવા સદાચારીનું જીવન નિર્ભય અને સમાધિવાળું હોય છે સસારમા પૈસા વગેરે કમાવામા, સાચવવામા કેટલી ઉપાધિઓ હોય છે તેનો સૌને અનુભવ છે તેમા વળી જ્યારે નુકસાનનો પ્રસગ સાપડે છે ત્યારે દુ:ખનો પાર રહેતો નથી જ્યારે સદાચારી એમ માનીને સતોષ માને છે કે "ભલુ થયુ ભાગી જજાળ, સુખે ભજીશું શ્રી ગોપાલ" તેના મનમા એવો સતોષ હોય છે કે If wealth is lost

Nothing is lost કારણ કે લક્ષ્મી ચપલ છે તે જાય પણ ખરી અને પુણ્યનો જોગ બને તો આવે પણ ખરી, માટે શોક કરવાનું બીલકુલ કારણ નથી જો ખાવાપીવામાં કાળજી રહેતી નથી તો તંદુરસ્તી બગડે છે ત્યારે સદાચારી એમ માને છે If Health is lost something is lost તબીયત બરાબર ન હોય ત્યારે મનની સ્થિતિ બગડે છે, જેથી વાચન, મનન વગેરેમા ખામી પડે છે આવી સ્થિતિમા પણ સદાચારી રોગના કારણો જાણીને વિશેષ નિયમિત બને છે તેનાથી સ્વાસ્થ્ય પાછુ પ્રાપ્ત કરી શકે છે પરતુ સદાચારમા ખામી પડશે તો આત્માની દશા બગડી જશે એવું સમજી તે વિચારે છે કે If 'Character is lost everythihg is lost કે જો ચારિત્ર બગડ્યું તો અહીંના જીવનમા પણ શાંતિ નહિ મળે અને બીજા ભવોમા પણ તેના દુખો ભોગવતા પણ ક્યારે તેનાથી છૂટકારો થશે તે નક્કી ન કહી શકાય એવું તે નુકસાન છે માટે આચાર–સમાધિ ટકાવવા માટે હમેશા ક્રોધ, માન, માયા અને લોભ ઓછા કરે છે

આ બધી સમાધિની લાયકાત શ્રી નવકાર મંત્રની આરાધનાથી બનવાની આકાક્ષા દરેકે રાખવી પડશે તેની પરેજ રૂપે આરભ અને પરિગ્રહને અનર્થનું મૂળ માનવુ પડશે આવી માન્યતા વાળો જ આરંભ, પરિગ્રહ ઓછા કરવાની વૃત્તિ ધરાવશે તો જ તે નવકાર મંત્રની આરાધના કરી શકશે

ગાયના આંચળમાં ઈતરડી નામનું જીવડું ચોટે છે તે આંચળમાં મઝાનું દૂધ હોવા છતા તે છોડીને લોહીને ચૂસે છે. તેમ ભારેકર્મી જીવો સદ્ગુરુના બોધને શ્રવણ કરે છે તો પણ સાર છોડીને અસારને જ ગ્રહણ કરે છે મહારાજે બરાબર ન કર્યું, એમ મહારાજના સદ્ગુણો છોડી દુર્ગુણો તરફ લક્ષ રાખી પછી નિંદા કરે છે પરંતુ નિંદાખોરે સમજવુ જોઇએ કે—

पादे पादे निधानानि योजने रसकुपिका ।
भाग्यहीना न पश्यन्ति वहुरत्ना वसुंधरा ॥

અત્યારે પણ છતી ઋદ્ધિના ત્યાગી વૈરાગ્યવાન, પંડિત તપસ્વી, ક્રિયાપાત્ર એવા અનેક ગુણવાન સાધુ-સાધ્વીઓ પૃથ્વીને શોભાવી રહ્યા છે તેમજ દયાવંત, દાનવંત, દૃઢધર્મી અલ્પઆરંભી, અલ્પપરિગ્રહી સંસારમાં હોવા છતાં અનેક રીતે ધર્મના આરાધક એવાં સુશ્રાવક–સુશ્રાવિકાઓ પણ છે. પાચમા આરાના છેડા સુધી ચારે તીર્થ એકાવતારી થનારા થશે પરંતુ ઉત્તમ વસ્તુ થોડી મળે એ સ્વભાવિક છે તે શ્રદ્ધા વગરના માણસોની નજરે ક્યાંથી આવે ? તેટલા માટે જ ગમે તેવા વાતાવરણમા પણ-શ્રી નવકારમંત્ર ઉપર શ્રદ્ધા ટકાવી રાખશે તેનો જ માનવ જન્મ લેખે લાગશે.

કાવ્ય

જો મુક્તિ હોય નજીકમા, ભાવધર્મ સમજાય,
દેવ ગુરુને ધર્મની ઓળખ તેને થાય.
દેવ ગુરુને ધર્મમા, જાગે અંતર પ્રીત;

તપ જપ કિરિયા દાનમા પ્રકટે તો જ પ્રતીત
વાંચે પુસ્તક તત્ત્વનાં, આપે દાન ઉદાર,
ગુણી જનની સંગત કરે, ભાવધર્મ દાતાર
રાગદ્વેષ અજ્ઞાનતા, જેમાં ન હોય જરાય,
સેવા એવા દેવની ભાવધર્મની માંય.
રાગદ્વેષ અજ્ઞાનતા, ઘટતા હોય સદાય;
એવા ગુરુ સેવા મલે, ભવ જલ તો જ તરાય,
સંજ્ઞા વિકથા ચારને, કષાય ઘટતા જાય;
જડ ચેતન સમજણ વધે, ભવ જલ તો જ તરાય
દેવ ગુરુને ધર્મના, બધા મર્મ સમજાય,
પરંપરા ભવચક્રની, ક્ષય થવા સરજાય
જ્ઞાન ક્રિયા બે ભેદ છે, તેમાં પહેલું જ્ઞાન,
ઉભય યોગથી આત્મા, પામે શાશ્વત સ્થાન

આ બધા ગુણો માનવમાં જ હોઈ શકે છે એટલા માટે માનવ જન્મ એ જ શ્રી નવકારમંત્રને માટે લાયક છે અને આવી લાયકાત સત્સંગથી વધુ કેળવી શકાય છે

**માનવ શ્રી નવકારમંત્રને લાયક હોવા છતાં તમામને તેના ઉપર આદર કેમ નહિ?**

આપણે જોઈ ગયા કે એક કોડાકોડી સાગરોપમ જેટલા કર્મ જ્યારે બાકી રહે છે ત્યારે તે માનવનો જન્મ પામે છે માનવનો જન્મ પામવા માટે પૂર્વજન્મમાં તે જીવની (૧) પ્રકૃતિ સરલ બને છે એટલે કોઈની સાથે ટેઢો કે વાંકો ન હોય પરંતુ પ્રેમપૂર્વકનું જીવન હોય (૨) તેનામાં

ભોગવવા ન પડે તે માટે કર્મો બાંધતા અટકવુ જોઈએ આઠે કર્મો દરેક જીવને લાગેલા છે તેથી જ સંસારમા રખડવું પડે છે આ બધાંય કર્મો આત્મા સામે પડદારૂપ છે, અને આત્માના ગુણો તે કારણે પ્રગટ હોતા નથી તો તેવાં કર્મો ન બંધાય તે માટે તેનું જ્ઞાન કરીને સાવચેત બને છે

**જ્ઞાનાવરણીય કર્મ** છ પ્રકારે બંધાય છે· (૧) જ્ઞાનીનુ ભૂડું બોલવાથી, (૨) જ્ઞાનીનો ઉપકાર નહીં માનવાથી, (૩) જ્ઞાની ઉપર દ્વેષ કરવાથી, (૪) જ્ઞાનીની અને જ્ઞાનના સાધનો–પુસ્તક વગેરેની અશાતના કરવાથી, (૫) જ્ઞાનમાં અંતરાય પાડવાથી, (૬) ખોટા વાદવિવાદથી

**દર્શનાવરણીય કર્મ** પણ એ જ છ પ્રકારે બંધાય છે, **મોહનીય કર્મ** તીવ્ર ક્રોધ માન માયા ને લોભ કરવાથી તેમજ સાચા ધર્મની નિંદા કરવાથી અને ધર્મક્રિયાઓ અટકાવવાથી **અંતરાય કર્મ** પણ દાન દેવામા અંતરાય પાડવાથી, લાભ થતો અટકાવવાથી, ખાવાપીવામા અંતરાય પાડવાથી, મકાન વગેરેમાં અંતરાય દેવાથી અને સારા કામનો ઉત્સાહ તોડી પાડવાથી, આ ચાર ઘનઘાતી કર્મો અશુભ જ છે તેનાથી આત્મા ભારેકર્મી બને છે અને જ્ઞાનાવરણીય કર્મને લીધે ઇદ્રિયોમા ખામી પડે છે અને તેના વિજ્ઞાનમા પણ ખામી પડે છે દર્શનાવરણીય કર્મ દેખવામા ખામી ઊભી કરે છે મોહનીય કર્મબુદ્ધિ બગાડે છે અને અંતરાય કર્મ શક્તિમા વિઘ્ન લાવે છે.

વિનય ગુણ પણ હોય છે એટલે ગુણવાન આત્મા પ્રત્યે આદર હોય છે. (૩) તેના દીલમાં દયા અને કરુણા વહેતી હોય છે, (૪) જે કાંઈ કામ કરે તેનુ તે અભિમાન કરતો નથી એટલે કે હું મારી ફરજ બજાવુ છું એમ સમજે છે પણ મે આ કામ કર્યું બીજું કોણ કરી શકે તેમ છે? એમ અભિમાનનો પારો તેના મગજમા ચઢતો નથી

આવા ચાર ગુણોથી ઘણા કર્મો ખપાવીને માનવ બને છે પરંતુ કુદેવ, કુગુરુ અને કુધર્મની સગતમાં ફરી પાછાં નવાં કર્મો એવા ચીકણા બાધે છે કે તેની લાયકાત ટકી શકતી નથી, જેમ કોઈ માણસે ખૂબ મહેનત કરી મોટર ચલાવવાનું લાઇસન્સ મેળવ્યું, પરતુ મોટર ચલાવતા જો એકસીડન્ટો વધુ કરે તો તેનુ લાઇસન્સ ટકી શકતું નથી તેમ પાંચ ઇન્દ્રિયોનો અને મનનો એટલો બધો દુરુપયોગ કરે છે કે ધર્મના તત્ત્વોની સન્મુખ થઈ શકતો નથી એટલે કે પાપી જીવો પાપમાં જ જિંદગી પૂરી કરે છે અને ફરી પાછા મરીને ૮૪ લાખ જીવાયોનીના ચક્કરમાં પડીને દુખી થાય છે પરંતુ જેઓ સત્સંગ, સદ્વાચન અને સારા વર્તનના સસ્કારો પામે\છે તેઓ અનુક્રમે વધુને વધુ હળુકર્મી બને છે અને આત્મા કર્મ વિષેના જ્ઞાનમાં આગળ વધે છે

આત્માને કર્મ કેવી રીતે બધાય છે અને ફળો પણ આત્માને કેવી રીતે તેના ભોગવવા પડે છે તેનો જાણકાર બને છે ત્યારે તે મનમા વિચારે છે કે આવા દારુણ દુખો

ભોગવવા ન પડે તે માટે કર્મો બાંધતા અટકવું જોઈએ આઠે કર્મો દરેક જીવને લાગેલા છે તેથી જ સંસારમાં રખડવું પડે છે આ બધાય કર્મો આત્મા સામે પડદારૂપ છે, અને આત્માના ગુણો તે કારણે પ્રગટ હોતા નથી તો તેવાં કર્મો ન બંધાય તે માટે તેનું જ્ઞાન કરીને સાવચેત બને છે

**જ્ઞાનાવરણીય કર્મ** છ પ્રકારે બંધાય છે· (૧) જ્ઞાનીનુ ભૂડું બોલવાથી, (૨) જ્ઞાનીનો ઉપકાર નહીં માનવાથી, (૩) જ્ઞાની ઉપર દ્વેષ કરવાથી, (૪) જ્ઞાનીની અને જ્ઞાનના સાધનો–પુસ્તક વગેરેની અશાતના કરવાથી, (૫) જ્ઞાનમાં અંતરાય પાડવાથી, (૬) ખોટા વાદવિવાદથી

**દર્શનાવરણીય કર્મ** પણ એ જ છ પ્રકારે બધાય છે, **મોહનીય કર્મ** તીવ્ર ક્રોધ માન માયા ને લોભ કરવાથી તેમજ સાચા ધર્મની નિંદા કરવાથી અને ધર્મક્રિયાઓ અટકાવવાથી **અંતરાય કર્મ** પણ દાન દેવામા અંતરાય પાડવાથી, લાભ થતો અટકાવવાથી, ખાવાપીવામાં અંતરાય પાડવાથી, મકાન વગેરેમા અંતરાય દેવાથી અને સારા કામનો ઉત્સાહ તોડી પાડવાથી; આ ચાર ઘનઘાતી કર્મો અશુભ જ છે તેનાથી આત્મા ભારેકર્મી બને છે અને જ્ઞાનાવરણીય કર્મને લીધે ઇંદ્રિયોમા ખામી પડે છે અને તેના વિજ્ઞાનમા પણ ખામી પડે છે દર્શનાવરણીય કર્મ દેખવામા ખામી ઊભી કરે છે મોહનીય કર્મબુદ્ધિ બગાડે છે અને અંતરાય કર્મ શક્તિમા વિઘ્ન લાવે છે.

તેથી સુખ પણ ભોગવી શકાતુ નથી આ ચાર સિવાયનાં કર્મો અઘાતી છે પરંતુ ઘનઘાતી કર્મને લીધે, મુખ્યત્વે મોહનીય કર્મને લીધે તેમાં અશુભ પ્રકૃતિઓ બંધાવાની શકયતા રહે છે

વેદનીય કર્મ બે પ્રકારે છે તેમા શાતા વેદનીય. તમામ જીવો પર દયા કરવાથી તેમજ કોઇને દુખ, શોક ઝૂરવુ, મારપીટ, આસુ પડાવવા તેમજ, ત્રાસ નહિ દેવાથી બંધાય છે જ્યારે અશાતા વેદનીય એ જ છ પ્રકારે એક જીવને અને ઘણા જીવોને દુખ અને ત્રાસ દેવાથી બધાય છે અને શાતા વેદનીયના ઉદયે, મનને ગમતા શબ્દ, રૂપ ગધ, રસ અને સ્પર્શનો સજોગ મળે છે તેમજ મન, વચન ને કાયાને સુખના સાધનો મળે છે પરંતુ અશાતા વેદનીયના ઉદયે એ બધા આઠે સાધનો મનને નહી ગમતા અને દુ:ખદાયક પ્રાપ્ત થાય છે આયુષ્ય કર્મ ચારે ગતિના ચાર ચાર કારણોથીબ ધાય છે નરકનાં આયુષ્યનાં ચાર કારણો મહાપાપના ધધા કરવાથી, મકાન, પૈસા સગા-વહાલા વગેરે ઉપર ઘણી મમતા રાખવાથી, માંસાહાર કરવાથી અને પંચેન્દ્રિય જીવોને હણવાથી, તિર્યંચ અથવા જનાવર થવાના ૪ કારણો—જુઠુ બોલવાથી કપટ કરવાથી, કપટસહિત જુઠુ બોલવાથી, ખોટા તોલ—માપ રાખવાથી, મનુષ્ય થવાના ચાર કારણો— સરળ પ્રકૃતિ વિનય પ્રકૃતિ, દયા, નિરભિમાન દેવગતિનાં ચાર કારણો – રાગવાળો સંયમ શ્રાવકનો સયમ, પરવશે દુખ સહન કરવાથી

બ્રહ્મચર્ય વગેરે પરવશે પાળવાથી અને અજ્ઞાન તપથી એટલે છ કાયની રક્ષા વિનાના તપથી નામકર્મ-શુભ ચાર પ્રકારે બંધાય છે મનની સરળતા, વચનની સરળતા, કાયાની સરળતા અને ઝઘડા કરવા નહિ અને હોય તો મટાડવાથી અને અશુભ એથી ઊલટી રીતે એટલે કે મન, વચન અને કાયાની વક્રતાથી અને ઝઘડા કરાવવાથી તેના ઉદયે શરીરનો રૂપ, ગંધ, આકાર, સ્વર, પ્રભાવ વગેરે શુભ નામથી સારા અને અશુભથી ખરાબ મળે છે ગોત્રકર્મ, જાતિ, કુલ, બળ, રૂપ તપ, સૂત્રનુ જ્ઞાન લાભ અને સત્તા એ આઠે પ્રકારે મદ કરવાથી નીચ ગોત્ર એટલે હલકા અનાર્ય કુળમાં જન્મ થાય છે અને એ જ આઠ પ્રકારે મદ નહીં કરવાથી ઉચ્ચ ગોત્ર મળે છે, જેમકે આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ તેમજ સદ્ગુરુનો સમાગમ સારા મિત્રો વગેરે મળે છે

આ પ્રમાણે જાણીને ચાર ઘનઘાતી કર્મ અને અઘાતી કર્મમાં અશાતા વેદનીય, દુર્ગતિનુ આયુષ્ય, અશુભ નામ અને નીચ ગોત્ર બંધાઈ ન જાય તેની કાળજી રાખવી જોઈએ આ બધાંય કર્મો મુખ્યત્વે ૧૮ પાપના કર્મોથી બંધાય છે તે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ કલેશ, અભ્યાખ્યાન-એટલે કલંક ચડાવવું, આક્ષેપો કરવા, પૈશુન્ય-સાચી વાત ખુલ્લી કરવી-ચાડી કરવી, પરપરિવાદ-બીજાની નિંદા, રઇ અરઇ-સંસારના કામોમા આનંદ તથા ધર્મના કામમાં ખેદ, માયામોસો-કપટસહિત જુઠું, મિથ્યાદંસણશલ્ય-

એટલે કે ઊલટી શ્રદ્ધા, દુ ખ સંસારનું ઘણું હોય છતાં તેમા સુખ માનવું સસારના કામોમા શ્રદ્ધા રાખવી સાચા દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા નહી રાખતાં રાગદ્વેષવાળા દેવ, ઢોગી ગુરુ અને અધર્મના આડમ્બર દેખી તેમા શ્રદ્ધા કરવી તે કોઈપણ વસ્તુ હોય તેનાથી વિપરીત માનવી તે મિથ્યાત્વ છે તેના ૨૫ પ્રકારો પ્રતિ-ક્રમણમા વિસ્તારથી સમજી લેવા બધાંય પાપોમા આ મોટામા મોટુ પાપ છે આવા પાપોથી જીવ મનુષ્ય જન્મ પામ્યા છતા ભારેકર્મી બની જાય છે તેથી પંચ પરમેષ્ટી જેવા પવિત્ર આત્માઓનો સગ કરવાનું મન થતું નથી અને આવો સગ નહી થવાથી કોઇ વ્રતનિયમ લેતો નથી, પરતુ સસારના પ્રપંચમા રચ્યોપચ્યો રહે છે અને તેમાં પણ હું હોશિયાર છું એમ માને છે અને પાચે ઇદ્રિ-યોના વિષયોમા સુખ છે એમ માનીને તે મેળવવા માટે પૈસા કમાવામા, અન્યાય અને અનીતિનો પણ ડર રાખતો નથી તેથી ક્રોધ, માન, માયા ને લોભમા ફસાતો જાય છે અને મન, વચન તેમજ કાયાનો દુરુપયોગ જ કરે છે આ રીતે શ્રી નવકારમત્ર જેવા પવિત્ર મંત્ર અને પચ પરમેષ્ટી જેવા પવિત્ર આત્મા તરફ આદરભાવ તો આવતો નથી પરતુ તિરસ્કારના ભાવો આવી જતા નિદા પણ કરવામા રસ ધરાવે છે

આ બધા પરિણામો મિથ્યાત્વના કારણે આવે છે. મિથ્યાત્વ એટલે બુદ્ધિનો વિકાર આવા મિથ્યાત્વોમા ચાર

મિથ્યાત્વ–સામગ્રી હોવા છતા તેનો દુરુપયોગ કરાવે છે અવિનય મિથ્યાત્વ એવુ છે કે સદ્ગુરુ જેવાનો સયોગ મળ્યો હોવા છતા તેમનો વિનય કરવામા ખામી જેટલી રહેશે તેનું પરિણામ કેટલુ ખરાબ શાસ્ત્રોમા બતાવેલુ છે તે સમજવામા આવશે તો વડીલોનો અવિનય નહી થાય બીજું અકિરિયા મિથ્યાત્વ–શક્તિ હોવા છતા કિરિયા કરવા તત્પર બનતો નથી અને પોતે તો કરતો નથી પણ બીજા કરતા હોય તેમને પણ અટકાવે છે નિરોગી શરીર કિરિયા કરવાનું મુખ્ય સાધન છે તેનો ઉપયોગ મોજશોખ ને પ્રમાદમા થાય તેનુ પરિણામ કેવું ? ત્રીજુ, અજ્ઞાન મિથ્યાત્વ છે કેટલાક લોકો એવું માને છે કે, અભણ રહેવુ સારું કારણ કે ભણેલા પાપ કરે તેને ડબલ લાગશે માટે જ્ઞાનની કાઈ જરૂર નથી. પરંતુ તેણે સમજવુ જોઇએ કે કોઈ પણ ધંધો પણ જ્ઞાન વગર થઈ શકતો નથી તો મોક્ષનો વેપાર જ્ઞાન વગર થઈ શકશે ? અજ્ઞાની તો આધળા સમાન છે ગમે તે રીતે પાપ કરવાથી ડરશે જ નહી વળી સમજો કે બે માણસો ઝેર ખાય છે તેમા ઝેરના અજ્ઞાનવાળો તો મરવાનો જ, પરતુ ઝેરથી મરી જવાશે એવુ સમજનાર બનતા સુધી ઝેર ખાશે જ નહિ અને કદાચ કોઈ ક્રોધાવેશમાં ઝેર ખાઇ લીધું તો પણ બચવાના ઉપાય તો તે જરૂર કરશે અને બચી પણ જાય શ્રી આચારંગની શરૂઆતમા પણ કહેલ છે કે કર્મના પરિણામ નહિ જાણનાર ચારે ગતિમા રખડે છે અને અનેક યોનિઓમા ઉત્પન્ન થઈ ઘણું દુ ખ ભોગવે છે અને ચોથું અશાતના મિથ્યાત્વ

એટલે કે ઊલટી શ્રદ્ધા, દુઃખ સંસારનું ઘણું હોય છતાં તેમાં સુખ માનવું સંસારના કામોમાં શ્રદ્ધા રાખવી સાચા દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા નહીં રાખતાં રાગદ્વેષવાળા દેવ, ઢોંગી ગુરુ અને અધર્મના આડમ્બર દેખી તેમાં શ્રદ્ધા કરવી તે કોઈપણ વસ્તુ હોય તેનાથી વિપરીત માનવી તે મિથ્યાત્વ છે તેના ૨૫ પ્રકારો પ્રતિક્રમણમાં વિસ્તારથી સમજી લેવા બધાય પાપોમાં આ મોટામાં મોટું પાપ છે આવાં પાપોથી જીવ મનુષ્ય જન્મ પામ્યા છતાં ભારેકર્મી બની જાય છે તેથી પંચ પરમેષ્ટી જેવા પવિત્ર આત્માઓનો સંગ કરવાનું મન થતું નથી અને આવો સંગ નહીં થવાથી કોઈ વ્રતનિયમ લેતો નથી, પરંતુ સંસારના પ્રપંચમાં રચ્યોપચ્યો રહે છે અને તેમાં પણ હું હોશિયાર છું એમ માને છે અને પાંચે ઇંદ્રિયોના વિષયોમાં સુખ છે એમ માનીને તે મેળવવા માટે પૈસા કમાવામાં, અન્યાય અને અનીતિનો પણ ડર રાખતો નથી તેથી ક્રોધ, માન, માયા ને લોભમાં ફસાતો જાય છે અને મન, વચન તેમજ કાયાનો દુરુપયોગ જ કરે છે આ રીતે શ્રી નવકારમંત્ર જેવા પવિત્ર મંત્ર અને પંચ પરમેષ્ટી જેવા પવિત્ર આત્મા તરફ આદરભાવ તો આવતો નથી પરંતુ તિરસ્કારના ભાવો આવી જતાં નિંદા પણ કરવામાં રસ ધરાવે છે

આ બધા પરિણામો મિથ્યાત્વના કારણે આવે છે. મિથ્યાત્વ એટલે બુદ્ધિનો વિકાર આવા મિથ્યાત્વોમાં ચાર

મિથ્યાત્વ–સામગ્રી હોવા છતા તેનો દુરુપયોગ કરાવે છે અવિનય મિથ્યાત્વ એવુ છે કે સદ્ગુરુ જેવાનો સયોગ મળ્યો હોવા છતા તેમનો વિનય કરવામા ખામી જેટલી રહેશે તેનું પરિણામ કેટલુ ખરાબ શાસ્ત્રોમા બતાવેલુ છે તે સમજવામાં આવશે તો વડીલોનો અવિનય નહી થાય બીજું અકિરિયા મિથ્યાત્વ–શક્તિ હોવા છતા કિરિયા કરવા તત્પર બનતો નથી અને પોતે તો કરતો નથી પણ બીજા કરતા હોય તેમને પણ અટકાવે છે નિરોગી શરીર કિરિયા કરવાનું મુખ્ય સાધન છે તેનો ઉપયોગ મોજશોખ ને પ્રમાદમા થાય તેનુ પરિણામ કેવુ ? ત્રીજું, અજ્ઞાન મિથ્યાત્વ છે કેટલાક લોકો એવું માને છે કે, અભણ રહેવુ સારું કારણ કે ભણેલા પાપ કરે તેને ડબલ લાગશે માટે જ્ઞાનની કાંઈ જરૂર નથી. પરંતુ તેણે સમજવુ જોઇએ કે કોઈ પણ ધંધો પણ જ્ઞાન વગર થઈ શકતો નથી તો મોક્ષનો વેપાર જ્ઞાન વગર થઈ શકશે ? અજ્ઞાની તો આંધળા સમાન છે ગમે તે રીતે પાપ કરવાથી ડરશે જ નહીં વળી સમજો કે બે માણસો ઝેર ખાય છે તેમા ઝેરના અજ્ઞાનવાળો તો મરવાનો જ, પરંતુ ઝેરથી મરી જવાશે એવુ સમજનાર બનતા સુધી ઝેર ખાશે જ નહિ અને કદાચ કોઈ ક્રોધાવેશમા ઝેર ખાઇ લીધું તો પણ બચવાના ઉપાય તો તે જરૂર કરશે અને બચી પણ જાય શ્રી આચારંગની શરૂઆતમા પણ કહેલ છે કે કર્મના પરિણામ નહિ જાણનાર ચારે ગતિમાં રખડે છે અને અનેક યોનિઓમા ઉત્પન્ન થઈ ઘણુ દુખ ભોગવે છે અને ચોથું અશાતના મિથ્યાત્વ

છે અશાતના એટલે કોઈ પણ જીવનો જે હક છે તેની વિરુદ્ધ વર્તન કરવું, તે અશાતના છે અશાતના ૩૩ પ્રકારની છે જો જીવ સાવચેત રહે તો અશાતના લાગવાનુ કોઇ કારણ બનતું નથી પણ સાચા અને સારા સંગથી દૂર રહેવામા મગજમા અશાતનાની બીમારી આવે છે, ત્યારે એમ પોતે માને છે કે 'હુ જ હોશિયાર છુ' આમ કેમ ન થાય ?' આમ પોતાના ખોટા ડહાપણમા જ ગુરુ વગેરેની વાત માનતો નથી અને સ્વછદે ચાલે છે તેને અશાતના થઇ જાય છે અને તેના કડવા ફળ જીવને ભોગવવા પડે છે માટે અશાતનાથી ખાસ બચવુ જોઇએ. સસારી જીવો પણ સસારની ઉપાધિમા ધર્મનો લાભ લઈ શકતા નથી તે પણ પોતાના માનવજીવનની અશાતના જેવું છે કે માનવ-જન્મ અને આવી ઊચી સામગ્રી પામ્યા છતા સંસારની ઉપાધિમાં જિંદગી પૂરી થઇ જાય છે

કાવ્ય

સુણ ચતુર સુજાણ સંસારમા ઉપાધિ કેવી જીવને ?
બાલપણમાં ભાન નહી હોતે હે, યુવાની ભાન સૌ ખોતે હે,
ઘડપણમા શક્તિ ગુમાતે હે—સુણ૦

સસારની માયા છે કેવી, સૌને ફસાવી દે તેવી,
ફસાયા પછી દશા કેવી ? સુણ૦

મારું મારુ સૌ કોઈ માને, તેમા આખું જીવન વિતાવે,
છતા સાથે કાઇના આવે—સુણ૦

આધિ વ્યાધિ ઉપાધિના દુઃખો ભોગવવા દે નહીં,
કાંઇ સુખો, ચિંતામાં જન્મારો જાય લુખો—સુણ૦
જે સમજે તે ફસાય નહીં, ધરમ કરવામાં આળસ કરે નહીં,
પૂરેપૂરો લાભ ઉઠાવે અહીં—સુણ૦

આ રીતે માનવ-જન્મ પામીને પણ શ્રી નવકાર મંત્રની આરાધના કરે નહિ તે કેવો મૂર્ખ ગણાય એ દરેકે વિચારવાની જરૂર છે આવુ આરાધન મનુષ્ય જન્મમા જ હોઇ શકે છે છતાં દરકાર ન રાખનારની સ્થિતિ કેવી દયાજનક બની જાય છે તે તો નજરે જોવામા આવે છે. સંસારી સુખો માટે પણ આ સહેલામાં સહેલો ઉપાય છે કે શ્રી નવકાર મંત્ર ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ અત્યારે દુનિયામા પણ જોશો કે જૈન લોકો મુખ્યત્વે સુખી દેખાય છે તેમા વળી સાચા જૈન બને તેની તો વાત જ કેવી, માણુસ માત્રને જન કહેવાય છે જનમાં જ ઉપર બે માત્રા, વિનય ને વિવેકના, શ્રી નવકાર મંત્રના પ્રતાપે લાગી જાય છે તે સાચો જૈન બનીને પાપથી ડરતો રહે છે તે જ સાચું સુખ મેળવી શકે છે

### શ્રી નવકારમંત્રનુ આરાધન કોણુ કરી શકે?

આપણે અગાઉ વિચારી ગયા કે શ્રી નવકાર મંત્ર માટે માનવજ લાયક છે, તેમ કર્મથી હળવો થયેલો માનવ સારા દાન દયા પરોપકારના કામો કરતો રહે તો તેની વિશુદ્ધિ થાય છે એટલે કે વધારે કર્મો ઘટે છે અને પુણ્ય વધતું જાય છે એ આત્માની ઉજ્જવળતા અથવા વિશુદ્ધિ છે આવા

વિશુદ્ધ આત્માને પણ સારા કામો કરવા માટે ચારિત્રવાન આત્માઓની સલાહ–સૂચન લેવાની ભાવના થાય છે તેથી સંત–સમાગમ કરવાની ભાવના જાગે છે અને સંતોની પાસે તત્ત્વો જાણવાની જિજ્ઞાસાથી વારંવાર તેમનો ઉપદેશ સાંભળવાની રુચિ જાગે છે અને તત્ત્વો માટે પ્રશ્નો પૂછીને નિરાકરણ કરવાનું પણ ચૂકતો નથી સંતો એક યા બીજી રીતે શ્રી નવકાર મંત્ર જેવા પવિત્ર આત્માઓના ગુણો જાણતં તેમનાં વચનો પણ પ્રિય લાગે અને તેનો અમલ કરવાથી કેટલો લાભ થાય છે તે માટે પ્રયોગ કરવાની પણ પ્રેરણા કરે છે, ત્યારે હળુકર્મી બનેલો આત્મા આવા ધર્મક્રિયાઓના પ્રયોગો કરવાનો વિચાર કરે છે અને શક્તિ પ્રમાણે ધર્મક્રિયાઓ કરતા પુણ્યની સામગ્રી વધી જવાથી, કોઈ સંસારી લાભ પણ થઈ જાય છે તેથી તેની શ્રદ્ધા પૂરી ન હતી તે પણ દૃઢ થતી જાય છે અને ધર્મક્રિયાઓ અને પરોપકારના કામ કરવામાં હંમેશાં ઓતપ્રોત બની જાય છે તન, મન અને ધનનો પણ ભોગ આપી સારી પ્રવૃત્તિઓ વધુ કરતો જાય છે તેમ તેમ તેને પોતાના આત્માની પિછાણ થાય છે અને આત્માની શુદ્ધતા અને કર્મની મલિનતાનું તેને સાચું ભાન થાય છે ત્યારે તેને **ઉપશમ સમકિત** પ્રાપ્ત થાય છે ઉપશમ એટલે શાંત, જેમ દૂધમાં ઊભરો આવે ત્યારે પાણી છાંટીએ તો ઊભરો બેસી જાય છે તેમ કષાયરૂપ અગ્નિ વડે દૂધ જેવા આત્મામાં ઊભરો આવે છે ત્યારે વીતરાગવાણીરૂપ પાણી છાંટતા કષાય દબાઈ જાય છે જેથી ઝઘડો થતો નથી

કાવ્ય

"સુખ છે થોડું ને દુઃખ છે ઝાઝુ એવો આ સસાર,
જીવતરમા જ્યારે ઝાળ લાગે ને અંગે ઊઠે અ ગાર,
છાંટે ત્યારે શીતળ પાણી, એવી મારા વીરની વાણી
દુઃખી જીવોને સુખી થવાનો મારગ એ બતાવે,
પાપી જીવોના પાષાણ જેવા હૃદયને પીગળાવે,
જાણે એ તો મોક્ષ પ્રમાણી, એવી મારા વીરની વાણી"

આવા ઉપશમ સમકિતવાળા આત્મામા કષાયરૂપી-કચરો, પાણીમા ફટકડી ફેરવવાથી પાણીનો કચરો નીચે બેસી જવાથી પીવા જેવું શુદ્ધ બને છે પરંતુ ક્યારેક તે વાસણ હાલી જાય છે ત્યારે ફરી પાછુ પાણી કચરાવાળું બની જાય છે તેમ આત્મારૂપી દૂધમા પણ કષાય વડે ફરી ઊભરો આવે છે ત્યારે તે ઊભરો વારંવાર ન આવે તે માટે અગ્નિ ઓછી કરવી પડે છે તેમ કષાયરૂપી અંગારા દૂધની નીચેથી કાઢી લેવા પડે છે જેથી **ક્ષયોપશમ સમકિત** થાય છે—એટલે અમુક કષાય નીકળી જાય છે અને જેટલી રહે છે તેની અસર તો દૂધમા રહે છે એમ કરતા કરતા, જ્યારે અગ્નિ બીલકુલ હઠાવી લેવામા આવે છે ત્યારે દૂધમા ગરમી આવવાનો પ્રસ ગ જ આવતો નથી-આવી સ્થિતિને ક્ષાયક સમકિત કહે છે

ત્રણ સમકિતમાના પ્રથમ બે સમકિતમાં કષાયનો અમુક અ શ તો સત્તામા હોય છે તેથી ઘણી વાર કષાયનો ઉદય થાય ત્યારે જીવ સમકિતથી પડી જાય છે આમ

ઉપશમ સમકિત એક ભવમાં પાચવાર આવે છે અને ક્ષયોપશમ સમકિત અસંખ્યાતી વાર એક ભવમા આવે ને જાય, જ્યારે ક્ષાયક સમકિત તો જતું જ નથી. તેથી એ સમકિત પામ્યા પછી પણ તેને સાચવવા માટે સમકિતના પાઠમા " પરમત્થ સંથવોવા સુદિટ્ઠ પરમત્થ સેવણા, વાવિ વાવન્ન કુદંસણ વજ્જણા ય સમત્ત સદ્દહણા " આમ સમકિતની શ્રદ્ધા ટકાવવા માટે હમેશ જ્ઞાન. ધ્યાન, ચિંતન – મનની ક્રિયાઓમાં મન લગાડવુ જેથી બીજા સંસાર વધે એવા વિચારોને બહુ સ્થાન ન મળે અને મન ધર્મના કામમા સ્થિર થતુ જાય વળી કોઈ પ્રશ્ન ઉદ્ભવે તો સારા જાણકારને પૂછી તેનુ નિરાકરણ કરવું જેથી જિનેશ્વરોના વચનમાં શંકા આવે જ નહિ અને આવી હોય તો પણ દૂર થઈ જાય.

આમ સમકિત મેળવવા માટે અગર તો સાચવવા માટે ભગવાને બે દવા બતાવેલ છે તેનુ હમેશ સેવન કરવું જોઈએ અને સાચી રીતે શ્રી નવકાર મંત્રની આરાધના, વાચન. મનનને પ્રશ્નોના નિરાકરણપૂર્વક આચરણ કરવાથી થઈ શકશે પરંતુ દવાની સામે જેમ પરેજી હોય છે, તેમ વાવન્ન એટલે જેની શ્રદ્ધામા થોડી પણ વિપરીતતા આવી છે તેનો તેમજ કુંદસણ એટલે જેઓ વીતરાગ માર્ગ અને છ કાયના જીવોની સ્થિતિ સમજતા નથી એવા સંગથી દૂર રહેવુ તેમજ સિનેમા વગેરે મોજશોખની ચીજોમાં ટાઈમ બગાડવો નહી કારણ કે Time is precious, but, man's life is more precious એમ સમજીને માનવે જિંદ-

ગીનો સમય વેડફવો ન જોઇએ લોકો એમ પણ માને છે કે સિનેમા તેમજ રમતોમા અને મોજશોખના સાધનોમાં રસ અને આનદ આવે છે પરંતુ જયારે તત્ત્વનુ જાણપણુ થાય ત્યારે એમા એવો રસ અને આનંદ જામશે કે તેવો આનંદ બીજે નહીં મળે, ને મોહના ચક્કરમાથી બચી જવાશે તો જ પાપથી અટકી શકાશે

એક બેન નાની ઉમરમા વિધવા થયેલી પરંતુ તેને સત્સંગ થવાથી જ્ઞાનધ્યાનમા એટલો રસ પડવા માડચો કે થોડો ટાઇમ ફોગટ ગુમાવે નહી કોઈ સત-સતી આવી જાય ત્યારે જ્ઞાનની ચર્ચામા એટલો બધો રસ લેતી અને પોતે વિધવાનુ દુ ખ માનવાને બદલે એમ માનતી કે ખરેખર મારે સ સારમા પ્રવેશ તો કરવો પડચો પણ જે કાંઈ થાય તે સારા માટે થાય છે એમ વિચારે છે કે મને બ્રહ્મચર્ય પાળવાનો અવસર મળ્યો અને બ્રહ્મચર્યના પ્રતાપે જ્ઞાનમા રસ જામે છે એ મારુ સદ્ભાગ્ય છે આ રીતે એને વિધવાપણાનુ દુ ખ હતું જ નહીં એ જ્ઞાનનો જ પ્રતાપ હતો છતા કોઈ સાધુસાધ્વી આવે અને તે બાઈ જ્ઞાનની ચર્ચામા લાગી જાય ત્યારે તેની મા સાધુ–સાધ્વીને એમ કહે કે એને સ સારનુ સુખ જોયું નથી ત્યારે પોતાની દીકરી અને સ ત-સતી પણ તેના માતૃશ્રીને સમજાવે કે સ સારના સુખ કરતા જ્ઞાન–સુખ વધુ છે તે જુઓ ને તમારી દીકરી કેટલી આન દમા રહે છે આ બધો શ્રી નવકાર મંત્રનો પ્રતાપ

છે આ રીતે દરેકે જ્ઞાન વધારવા માટે વાચન, મનન અને ચિંતનમાં જ રસ લેવો જોઈએ તો જ જીવન સફળ બનશે

આવુ સમકિત પામવા માટે અને દૃઢ કરવા માટે જ્ઞાનની કેટલી જરૂર છે તે સમજીને જ્ઞાનના વિરોધી, સાત પ્રકૃતિઓ રૂપ અવગુણ કાઢી નાખવા જોઇએ (૧) અનંતાનુબંધી ક્રોધ એટલે કોઈ સાથે વેરઝેર થયું હોય તો તે મરતા સુધી પણ છોડવુ નહી અને વારસામા પણ મૂકતા જવુ તે, (૨) અનતાનુબંધી માન—એટલે કોઇના પગથીએ અક્કડ થઇને જિંદગીભર ચઢવું નહિ કોઇની સાથે જવાનો પ્રસંગ આવે ત્યારે તે બહાર ઊભો રહે, તેના ઘરમા જાય જ નહી. (૩) અનંતાનુબંધી માયા—એટલુ જોરદાર કપટ હોય કે તેને નિર્દોષ માણસો કે જીવોની પણ દયા દીલમાં આવે નહિ અને બધાને ફસાવે, (૪) અનંતાનુબંધી લોભ—એટલે પૈસા અને સંસાર પાછળ ઘેલો અને પાગલ હોય કે ધર્મ જેવી શું વસ્તુ છે તેની દરકાર જ ન કરે તેનો ઉદ્ગારો એવા હોય કે મને ધંધામા એટલુ કામ હોય છે કે મને ધર્મ માટે NO TIME એવું બોલે, (૫) મિથ્યાત્વ મોહનીય તે સાચા ધર્મની નિંદા કરવી (૬) મીશ્રમોહનીય તે બધા ધર્મને સરખા માનવા, (૭) સમકિત મોહનીય તે વિતરાગને સાચા માનવા છતા રાગદ્વેષ વધે એવાં કામ કરવા તે આ સાત પ્રકૃતિઓ ઉપર અમુક અંશે પણ વિજય પ્રાપ્ત કરવો જોઈએ તે ક્ષય, અને અમુક અંશો સત્તામા હોય તે ઉદયમાં આવે ત્યારે તેને ઉપશમાવવા અથવા

દબાવવા જેથી સમકિત રહી શકે તો જ શ્રી નવકાર મંત્રનું આરાધન સાચા દિલથી થાય તો આત્મામાં પાંચ ગુણો વિકસે (૧) સમ–બધાય જીવોને પોતાના સમાન માની કોઇ પ્રત્યે ખરાબ આચરણ થવા ન દેવુ અને કર્મના ઉદયે સંકટ આવે ત્યારે સમભાવપૂર્વક સહન કરવું, (૨) સંવેગ–આ જીવે વેગ તો ઘણો કર્યો છે પણ કર્મ બાંધવામાં હવે તેનો પુરૂષાર્થ કર્મ તોડવા ઊપડે તેને સંવેગ કહેવાય છે, (૩) નિર્વેદ–સંસારના પાંચે ઇદ્રિયોના વિષયો દુખના મૂળ રૂપ હોવાથી તેનાથી દૂર રહેવાય એવી ભાવના એટલે અંતરથી તેની દુગછા અથવા અણગમો, (૪) અનુકંપા–કોઇનું પણ દુખ જોતાં તેને મદદરૂપ થવાની ભાવના, (૫) આસ્થા કેવળ જ્ઞાનીનાં વચનો સંપૂર્ણ સત્ય જ હોય તેમાં થોડી પણ ખામી હોય જ નહીં, એવી દૃઢ શ્રદ્ધા હોય તે

આવો સમકિતી જીવ જ શ્રી નવકાર મંત્રની આરાધના કરે તેને આત્માની એવી પ્રતીતિ અથવા વિશ્વાસ હોય કે આત્મા અખંડ, અવિનાશી અને નિત્ય છે. સંસારી દરેક આત્મા કર્મથી ઓછેવત્તે અંશે પણ મેલો બને છે સંસારી આત્મા પોતે જ કર્મનો કર્તા છે અને તેનાં ફળો પણ પોતે જ ભોગવે છે અશુભ કર્મોના ફળો કડવાં હોય છે તે આત્માને ગમતાં નથી છતાં કરેલા કર્મો ભોગવ્યા સિવાય છૂટકો નથી એવું સમજનાર જ સમકિતી છે અને નવા કર્મો ન બંધાય તે માટે તે સાવચેત રહે છે સાવચેત રહેવા માટે જ્ઞાન, દર્શન ચારિત્ર તપનો

સહારો લેવો પડશે જ એમ માનીને તે મેળવવા માટે પુરુષાર્થ કરવા તત્પર રહે છે

આવા સમકિતની દસ રુચિઓ શ્રી ઉત્તરાધ્યન સૂત્રના ૨૮મા મોક્ષ માર્ગના અધ્યયનમા બતાવી છે (૧) નિસર્ગ-રુચિ-જે પૂર્વ ભવના હળુકર્મીપણાને લીધે જાતિ-સ્મરણ-જ્ઞાન થતા પૂર્વ ભવોનો ખ્યાલ આવી જતા આત્માના ગુણો તરફ રુચિ જાગે તે, (૨) ઉપદેશ-રુચિ-વીતરાગની વાણીનો ઉપદેશ સાભળીને આત્માના વિકાસની રુચિ થાય તે, (૩) આજ્ઞારુચિ-વીતરાગ પ્રભુની આજ્ઞા તમામ જીવોને પાપથી ડરવાની છે અને પાપ તો રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન વડે જ થાય છે તો તે બધાં ઓછા કરવાની રુચિ જગાડવી તે, (૪) સૂત્રરુચિ - તે સૂત્રોનુ વાચન અવાર-નવાર કરવાની ભાવના, (૫) બીજરુચિ - તે કોઈપણ ચીજ થોડી પણ સમજતા બુદ્ધિ વડે અંદરનું રહસ્ય સમજીને તેને વધારતા જતાં બીજમાથી વૃક્ષ થાય તે રીત અપનાવવી તે, (૬) અભિગમરુચિ - સૂત્રના અર્થો જાણીને જ્ઞાનનો કેવી રીતે અમલ કરવો તેની રુચિ, (૭) વિસ્તારરુચિ - ૪ પ્રમાણ, ૭ નય, ૪ નિક્ષેપા એ ૧૫ દૃષ્ટિથી શાસ્ત્રનું વિવેચન કરી શકાય તેવી રીત, (૮) ક્રિયારુચિ-દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય સત્ય, સમિતિ અને ગુપ્તિને પાલન કરવાની ક્રિયા કરવાની રુચિ, (૯) સંક્ષેપરુચિ - શાસ્ત્રને પૂરું જાણનાર ન હોય છતા આરંભ અને પરિગ્રહ હોય ત્યા ધર્મ નથી પરંતુ અહિંસા, સંજમ અને તપમાં

જ ધર્મ છે એવી દૃઢ શ્રદ્ધા હોય તે, (૧૦) ધર્મરુચિ – પાંચ અસ્તિકાય તથા ભગવાનની વાણી રૂપ શ્રુતધર્મ અને તેને આચરણ કરવારૂપ ચારિત્ર ધર્મ પ્રત્યે રુચિ જાગે તે

આવી રુચિઓમાંથી કોઈ પણ એક હોય તે જ શ્રી નવકાર મંત્રનું આરાધન કરી શકે છે પરંતુ સંસારમાં જન્મ થયા પછી જ્યારે થોડી પણ સમજ શક્તિ આવે છે ત્યારે સંસારની પંચાત એટલી બધી કરવામા તત્પર રહે છે કે જેથી માનવજીવનનો સાચો લાભ ગુમાવે છે

કાવ્ય

જન્મીને મરી જવું એટલી જ વાત છે
**એમાં પણ માનવીને કેટલી પંચાત છે.**

પ્રભુનામ રટીને તરવાનું હાથ છે એમા
ભણીગણીને એને ડાહ્યા થઈ મહાલવુ,
પંચમા પુછાવુને મોટા થઈ મહાલવુ,
મોટા થવાનો એને કેટલો ઊચાટ છે એમાં૦

ધરતી પર રહેવું ને સ્વપ્ના આકાશના
'પ્રભુ નામ લેવાનો એને અવકાશ ના,
બીજાની વાતોમાં કેટલો સચોટ છે એમાં૦

પાપ તણા પલ્લામાં સત્યનું વેચાણ છે,
પુણ્ય તણા પલ્લામા ખોટનો વેપાર છે,
લક્ષ્મીના લાડકા થવાના એને કોડ છે એમાં૦

સહારો લેવો પડશે જ  એમ માનીને તે મેળવવા  માટે પુરુષાર્થ કરવા તત્પર રહે છે

આવા સમકિતની દસ રુચિઓ શ્રી ઉત્તરાધ્યન સૂત્રના ૨૮મા મોક્ષ માર્ગના અધ્યયનમા બતાવી છે  (૧) નિસર્ગ-રુચિ—જે પૂર્વ ભવના હળુકર્મીપણાને લીધે જાતિ—સ્મરણ—જ્ઞાન થતા પૂર્વ ભવોનો ખ્યાલ આવી જતા આત્માના ગુણો તરફ રુચિ જાગે તે, (૨) ઉપદેશ—રુચિ—વીતરાગની વાણીનો ઉપદેશ સાભળીને આત્માના વિકાસની રુચિ થાય તે, (૩) આજ્ઞારુચિ—વીતરાગ પ્રભુની આજ્ઞા તમામ જીવોને પાપથી ડરવાની છે અને પાપ તો રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન વડે જ થાય છે તો તે બધાં ઓછા કરવાની રુચિ જગાડવી તે, (૪) સૂત્રરુચિ – તે સૂત્રોનુ વાંચન અવાર-નવાર કરવાની ભાવના, (૫) બીજરુચિ – તે કોઈપણ ચીજ થોડી પણ સમજતા બુદ્ધિ વડે અદરનુ રહસ્ય સમજીને તેને વધારતાં જતા બીજમાથી વૃક્ષ થાય તે રીત અપનાવવી તે, (૬) અભિગમરુચિ – સૂત્રના અર્થો જાણીને જ્ઞાનનો કેવી રીતે અમલ કરવો તેની રુચિ, (૭) વિસ્તારરુચિ – ૪ પ્રમાણ, ૭ નય, ૪ નિક્ષેપા એ ૧૫ દૃષ્ટિથી શાસ્ત્રનું વિવેચન કરી શકાય તેવી રીત, (૮) ક્રિયારુચિ—દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, સત્ય, સમિતિ અને ગુપ્તિને પાલન કરવાની ક્રિયા કરવાની રુચિ, (૯) સક્ષેપરુચિ – શાસ્ત્રને પૂરુ જાણનાર ન હોય છતા આરભ અને પરિગ્રહ હોય ત્યા ધર્મ નથી પરંતુ અહિસા, સજમ અને તપમા

જ ધર્મ છે એવી દૃઢ શ્રદ્ધા હોય તે, (૧૦) ધર્મરુચિ – પાંચ અસ્તિકાય તથા ભગવાનની વાણી રૂપ શ્રુતધર્મ અને તેને આચરણ કરવારૂપ ચારિત્ર ધર્મ પ્રત્યે રુચિ જાગે તે

આવી રુચિઓમાંથી કોઈ પણ એક હોય તે જ શ્રી નવકાર મંત્રનું આરાધન કરી શકે છે પરંતુ સંસારમાં જન્મ થયા પછી જ્યારે થોડી પણ સમજ શક્તિ આવે છે ત્યારે સસારની પંચાત એટલી બધી કરવામા તત્પર રહે છે કે જેથી માનવજીવનનો સાચો લાભ ગુમાવે છે

### કાવ્ય

જન્મીને મરી જવું એટલી જ વાત છે

**એમાં પણ માનવીને કેટલી પંચાત છે.**

પ્રભુનામ રટીને તરવાનું હાથ છે એમા .
ભણીગણીને એને ડાહ્યા થઈ મહાલવુ,
પંચમા પુછાવુને મોટા થઈ મહાલવુ,
મોટા થવાનો એને કેટલો ઊચાટ છે એમા૦

ધરતી પર રહેવુ ને સ્વપ્ના આકાશના
પ્રભુ નામ લેવાનો એને અવકાશ ના,
બીજાની વાતોમાં કેટલો સચોટ છે એમા૦

પાપ તણા પલ્લામાં સત્યનું વેચાણ છે,
પુણ્ય તણા પલ્લામાં ખોટનો વેપાર છે,
લક્ષ્મીના લાડકા થવાના એને કોડ છે એમા૦

સમજી લો સરવાળે સાચું છે કેટલું ?
પુણ્ય પાપ સંઘાતે આવવાનું કેટલું ?
મોક્ષના વેપાર વિના ફુ.ખડાની વાત છે એમા૦

અધર્મી લોકો એવા કુતર્કો કરે છે કે દુનિયામાં માંસાહાર ન હોય તો અનાજ ઘટી પડે અને માસાહાર કરનાર એક બકરાને મારે છે ને ઘણાનાં પેટ ભરાય છે, જ્યારે જૈનો અનાજના બસો પાચસો દાણા ખાય છે તેમાં દરેક દાણામા જીવ છે તેની હિસા વધુ થાય છે। તેમાં એમ સમજવાનુ છે કે હોસ્પીટલમા કોઇ વખત તપાસ કરાવીએ છીએ ત્યારે રિપોર્ટમા જંતુઓ હોય છે તો પંચેદ્રિયના શરીરમા લાખો જંતુઓ હોઈ શકે છે તેની પણ હિસા થવાથી પાપ વધારે છે વળી માંસાહાર કરનારને ગુસ્સો આવે ત્યારે કોઈનુ ખૂન પણ કરી નાખે છે, જ્યારે શાકાહારીના દિલમાં દયા હોય છે તેથી ખૂન કરવાની હિમત જ તેનામા નહિ આવે કારણ કે પાપનું પરિણામ કેવુ છે તે તે સમજે છે. આ રીતે જેના આહાર, વિહાર અને વાતાવરણ શુદ્ધ હોય છે અને સંસારની વાસના જેને ઓછી હોય છે તે જ શ્રી નવકાર મત્રનુ આરાધન કરીને જીવનને ધન્ય બનાવી શકે છે

## શ્રી નવકાર મત્રની આરાધનાની રીત

આપણે શ્રી નવકાર મંત્રની આરાધના કોણ કરી શકે ? એ વિષે વિચાર્યું કે ખરેખર માનવ જ તેની આરા-

ધના ધારે તો સંપૂર્ણ રીતે કરી શકે છે વિધિસર આરાધના કરનાર જ તેનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકે, તેજ માનવ જીવનનો સદ્ઉપયોગ કરી સફળતા પ્રાપ્ત કરે

કાવ્ય

શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરીને ભવનું ભાથું ભરતો જા
આવ્યો છું તુ આ સંસારે જનમ સફળ તું કરતો જા ટેક ૧
આર્ય ક્ષેત્ર ઉત્તમ કુળ પામી ઈંદ્રિયોમા પણ છે નહીં ખામી
આવા સુંદર યોગ મળ્યા છે તેનો ખ્યાલ તું કરતો જા ૨
અરિહંત પ્રભુની વાણી તમને ગુરૂદેવો સમજાવે
અંતરમા ઉતારી તેનું, કાંઈક આચરણ કરતો જા ૩
વ્રત નિયમથી પાપો અટકે મન પણ તારુ નહીં ભટકે
એવી રીતે જીવન જીવીને સુખના રસ્તા લેતો જા ૪
સાચું સુખ છે ત્યાગ તપમાં ઉતારો એ વાતો મનમાં
પ્રમાદ આળસ છોડી દઈને પ્રભુમાં લીન તું બનતો જા ૫

આ પ્રમાણે શ્રી નવકાર મંત્રની સાચી આરાધના માટે આપણી લાયકાત વધારવી પડશે લાયકાત વધારવા માટે પ્રથમ હૃદય પવિત્ર બનાવવું પડશે ઉપરના કાવ્યમા શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરવાનું કહ્યુ પણ તે કંઠસ્થ નહિ પણ હૃદયસ્થ થવો જોઈએ એટલે તેના પ્રત્યે હૃદયમા અતૂટ શ્રદ્ધા થવી જોઈએ અને એ જ શ્રદ્ધા શુદ્ધ ભાવનાથી જાગે છે તે ટકાવવા માટે પણ નિરંતર આત્માના ભાવો સાથે સંસારના ભાવોની તુલના કર્યા કરવી જ પડશે

શાસ્ત્રોમા મુખ્ય પાચ ભાવો બતાવેલા છે ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઉદાયિક અને પરિણામિક તેમા પ્રથમ ત્રણ પ્રયત્ન તથા પુરુષાર્થથી જ આવી શકે ઔપશમિક એટલે મોહનીય કર્મ ઉદયમા આવે તેને દબાવવુ જેમ દૂધમા ઊભરો આવે ત્યારે પાણી નાખવાથી તે ઊભરો બેસી જાય, તેમ વીતરાગની વાણીના વિચારો લાવવાથી મોહનીય કર્મનો ઉપશમ થઈ શકે છે એટલે મોહનીય કર્મ આપણા ગુણોને બગાડી શકતુ નથી તેના બે પ્રકારો છે **સમકિત અને ચારિત્ર** આ ઉપશમ ભાવ વધુ ટકી શકતો નથી તેથી વારવાર ઉપશમ કરતા ક્ષયોપશમ થઈ શકે છે એટલે કે જે દૂધમા ઊભરો આવતો હતો તેનુ મૂળ કારણ અગ્નિ છે તો નીચેથી અગ્નિ ઓછી કરીએ તો ઉભરો આવતો અટકે આ રીતે કષાયરૂપી અગ્નિ ઓછી કરવી તે ક્ષય અને બાકી રહેલી કષાયને શાત પાડવા તે ઉપશમ આવી સ્થિતિ ટકાવવા ધારીએ તો ટકી શકે છે તે પણ ૬૬ સાગરોપમથી પણ થોડી વધુ અને જો વીતરાગ વાણીના સિચનનો પ્રયત્ન છોડી દેવાયતો તે ક્ષયોપશમ સમકિત પણ જતુ રહે છે તેથી સસારમા ઘણુ રખડવુ પડે છે આ ક્ષયોપશમ ભાવના ૧૮ ભેદો છે. ચાર જ્ઞાન તે મતિ, શ્રુત, અવધિ અને મન પર્યવ, ત્રણ અજ્ઞાન તે મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન ને વિભગજ્ઞાન, ત્રણ દર્શન તે ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, દાન, લાભ ભોગ, ઉપભોગ અને વીર્યની શક્તિ અમુક પ્રમાણમા ખીલે, સમકિત, સરાગ સયમરૂપ ચારિત્ર અને શ્રાવકપણામાં

પણ અમુક ચારિત્ર અને અમુક અચારિત્ર એવી સ્થિતિ આમ અઢાર પ્રકારના ક્ષયોપશમ ભાવો છે

આ ભાવો ટકાવતા ક્ષાયિકભાવ આવી જાય તો તેનો તરતજ ઉદ્ધાર થઈ શકે છે ઉદ્ધાર કરવા માટે વાયદાનો વેપાર છોડવો જ પડશે સંસારમા પણ ઉધારનો વેપાર થાય છે તેમા કેટલું જોખમ રહે છે ? પરંતુ રોકડાનો વેપાર એટલે સાચી કમાણી આધ્યાત્મિક રીતે સંસાર એટલે કષાયના કારણે ઝઘડો થયો તો તરત સમાધાન, શંકા પડી તેનો તરત ખુલાસો, કોઈ ચિંતાનું કારણ બન્યું તેનું તરત નિરાકરણ મનનું સ્વાસ્થ્ય, કળાનું કૌશલ્ય આજ રોકડાનો અથવા સાચા નફાનો વેપાર, દરદ થાય તેની તરત દવા અને ઓપરેશન કરવામા જેમ ઢીલ કરતા નથી, ઢીલ કરીએ તો દર્દ વધી જાય છે ખંભાતમાં એક ભાઈને પગના અંગુઠામાં સડો થયેલો તેની દરકાર બરાબર ન કરી, તો છેવટે આખો પગ કપાવી નાખવો પડ્યો આવી સ્થિતિ આપણી હોય તો ઝઘડાથી અશાન્તિ, શંકાથી મનમાં મુંઝવણ, ચિંતાથી બળવું પડે, આ બધા ઉધારના વેપાર–ખોટના છે, તેથી રોજ કાંઈ પણ ભૂલ થઈ હોય તે મટાડવા માટે પ્રતિક્રમણ જેવી ક્રિયાઓ પણ બતાવેલ છે અને કર્મનુ દર્દ મટાડવા હંમેશા સાવચેત રહેવુ પડશે, તો જ આપણો ઉદ્ધાર થશે

કાવ્ય

રાગ ભેટે ઝૂલે છે તલવાર .

અથવા

પંચ પરમેષ્ઠિ છે સાર.

ઉધારથી નહિ ઉદ્ધાર રોકડાનો કરો વેપાર રે
ધર્મ એ રોકડો વેપાર પ્રમાદ કરો નહી રે,
ઢીલ કરવાથી કામ જ બગડે, એતો નુકસાનનો વેપાર પ્રમાદ
ઝઘડો કરવામા વિલબ કરો, થાય તો કરો સમાધાન ,,
રોગ થાય નહિ એવી રીતે જીવો મટાડવા ઓપરેશન થાય ,,
ચિતા કરવાથી ચેન નહી પડશે, સતોષ રાખો અપાર ,
ધર્મ કરવાથી સતોષ આવશે, શાતિ થાશે અપાર ,,

આ રીતે પ્રમાદમા નહીં ફસાતા અને આળસ નહીં કરતા ક્ષાયક ભાવોને સ્થાન મળશે આવા ક્ષાયક ભાવો નવ પ્રકારના છે કેવળજ્ઞાન, કેવળદર્શન, દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યની સપૂર્ણતા ક્ષાયક સમકિત, જે કદી જાય જ નહિ અને યથાખ્યાત ચારિત્ર એટલે શાસ્રમા પ્રરૂપેલ મુજબ, સહેજ પણ ભૂલ વગરનુ નિરતિચાર ચારિત્ર.

આ ત્રણ ભાવોમા અતરાયરૂપે વિઘ્ન કરનાર ઉદયિક ભાવો છે જે કર્મના આધારે આપણા સાચા ભાવોમા વિકૃતિ લાવે છે કર્મોની પ્રકૃતિઓ આત્મ સ્વભાવમા વિકૃતિ લાવે છે **આત્માનો સ્વભાવ તો જ્ઞાનદર્શન ચારિત્ર અને તપરૂપ છે** પરંતુ તેમા સાવચેત ન રહ્યા અને આગળ વધવાનો પ્રયત્ન ન કર્યો તો તે સ્વભાવ પણ બગડી જાય છે જેમ કે દૂધનો પ્રયોગ આગળ ન કર્યો તો

દૂધ પડી રહેશે તો પણ બગડી જવાનુ, દૂધનું દહીં બનાવ્યા પછી પણ બેસી રહ્યા તો દહીં પણ બગડી જવાનું જ પરંતુ દહીંનું મંથન કરવામા આવશે તો તેમાથી માખણ બનશે તેમા પણ આગળ નહીં વધીએ તો તે પણ બગડશે. પરતુ ધીરો તાપ તેને આપીશુ તો ઘી બન્યા પછી લાબો ટાઇમ ટકી શકશે આપણા આત્માને પણ કર્મ બગાડી રહ્યા છે જો કાળજી રાખી આગળ નહી વધીએ તો કર્મોદય આવશે ત્યારે હેરાન પરેશાન કરી દેશે માટે આગળ વધવા માટે માનવ જન્મ દૂધ જેવો છે બધા જન્મોની અપેક્ષાએ સારો છે તો સારાને વધારે સારો આપણે કરવાનો છે અને તે પ્રયત્ન ચાલુ રાખીને ઉત્તમ બનવાનું છે એટલે કે સિદ્ધ થવા માટે Good, Better and Best, But never stop to rest until good is Better and Better is best because you are a guest આપણે અહીયા માનવ જન્મમા મહેમાન જેવી અવસ્થા કે થોડુ રહી ચાલ્યા જવાનુ, તો તે પહેલાં કર્મના ઉદય ભાવો સતાવે નહીં આ ઔદાયિક ભાવો ૨૧ પ્રકારના છે ગતિ–૪ કષાય–૪ લિગ–૩ મિથ્યાદર્શન–૧ અજ્ઞાન-૧ અસયત–૧ (વ્રતનિયમ વિના રહેવું તે) અસિદ્ધત્વ–૧ અને લેશ્યા–૬—આમ કુલ ૨૧ પ્રકારના કર્મો ઉદય આવતા જ રહે છે તે ઉદયની સામે સમભાવ અને સહનશીલતા રખાય, અને જ્યારે ઉદય ભાવમા આવા કર્મો પ્રવેશ્યાં ન હોય ત્યારે પણ તેની ઉદીરણા કરવા માટે ૧૨ પ્રકારના તપથી કર્મનું દેવું અગાઉથી ચૂકવી

દેવું એવી ઉદીરણાથી આત્મા ઉપશમ ક્ષયોપશમ કે ક્ષાયક ભાવો લાવી શકે છે, અને પોતાનુ કલ્યાણ કરી શકે છે ત્યારે પારિણામિક ભાવો જે દરેક પદાર્થના સ્વાભાવિક ભાવો રહેલા છે તે જાગે છે, એટલે કે આત્માના પણ પારિણામિક ભાવો શુદ્ધબુદ્ધ, અખ ડ, અવિનાશી, નિરજન નિરાકાર સ્વભાવને શ્રી નવકાર મ ત્રના પ્રતાપે ઓળખી શકે છે તેને માટે પ્રયત્નશીલ રહે છે એટલા માટે જ શ્રી ઉત્તરા-ધ્યાન સૂત્રના ૨૮ મા મોક્ષ–માર્ગ અધ્યયનમા સારરૂપે ૩૫મી ગાથામાં કહેલ છે કે—

नाणेण जाणइ भावे, द सणेण य सद्दह ।
चरितेण य निगिण्हाइ, तवेण परिसुज्झइ ॥

ઉપર કહ્યા મુજબના પાચ ભાવોનુ સ્વરૂપ જ્ઞાનથી જાણે અને તે તમામ ભાવોની વીતરાગ ભગવાનના કથન અનુસાર શ્રદ્ધા કરે શ્રદ્ધા એવી મજબૂત હોવી જોઇએ કે આપણે અલ્પ બુદ્ધિવાળા છીએ તેથી કાઈક ઓછુ સમજાય અગર ન સમજાય તો પણ એટલી સમજણ તો રાખવી કે આર ભ–પરિગ્રહ ઓછો થાય, એવી વૃત્તિ મનની થવી જોઇએ અને ક્રોધ માન માયા ને લોભ પણ ઓછા થાય. એવી સરળ સમજાય તેવી વાતો મગજમા ઉતારવી અને તેથી વિપરીત હોય તેમા ધર્મ નથી આટલી શ્રદ્ધા સ ક્ષેપથી પણ થવી જોઇએ કે વીતરાગની વાણીમા સ્હેજ પણ ખામી નથી એવી રીતે પાચે ભાવોમા શ્રદ્ધા કરીને

ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય માટે જ પ્રયત્ન કરવાનું મન થાય

જ્ઞાનથી ભાવોની જાણકારી કરીને શ્રી નવકાર મંત્ર ઉપર શ્રદ્ધા રાખીને તે જ ભાવોનો અમલ કેવી રીતે કરવો? પોતાની શક્તિ મુજબ આચરણ કરવા તત્પર રહેવું ચારિત્ર વડે તે ભાવો પકડીને વ્રત-નિયમ તપ વગેરે કરવામા શક્તિ ગોપવવી ન જોઈએ ભગવાને શ્રી દશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમાં પણ કહેલ છે કે बल थामंच पेहाए, सद्धा मारुग्ग मप्पणो, खेतं कालं च विन्नाय, तहप्पाण निजु जए આ મુજબ આચારના ખજાનાને જ્ઞાન દર્શન રૂપી ચાવીથી ખોલીને તેમા કેવો કેવો કીમતી માલ ભરેલો છે તે ગ્રહણ કરવા તત્પર રહેવુ તેમજ દ્રવ્ય, ક્ષેત્ર, કાલનો વિચાર કરી પોતાની શરીરની તાકાતનો પણ વિચાર કરવો જોઇએ તો જ લાભ મળી શકે પરંતુ જ્ઞાન દર્શનમા ખામી હોય તો ચારિત્ર તરફ રૂચિ પણ ન થાય અને કોઈ વખત ઊલટુ સમજાય તો બીજાને પણ અંતરાય પાડીએ માટે દરેક વસ્તુ યથાતથ્ય સમજીને તેનો ઉપયોગ કરવો જોઈએ

એક શેઠે કોઈ પ્રસંગે કસાર અથવા લાપસીનું જમણ કર્યું હતુ તેનુ નોતરુ દેવા માટે હજામને બોલાવ્યો કે કે બધે નોતરુ દઈ આવ હવે હજામ તો ખુશ થઈ ગયો કે મને પણ લાપસી ખાવાની મઝા પડશે પરંતુ તે કોઈ રોગના કારણે વૈદની દવા લેતો હતો તેથી તે વૈદને પૂછવા ગયો કે હુ લાપસી ખાઉ ને? વૈદે કહ્યુ કે તારે માટે લાપસી

ઝેર છે આ સાભળી તે એમ સમજ્યો કે લાપસીમા જ ઝેર છે તેથી નોતરુ જ્યા જ્યા દેતો ત્યારે કહેતો કે શેઠે લાપસી તો બનાવી છે પરંતુ તેમા ઝેર છે તેથી ટાઈમ થયો તો પણ કોઈ જમવા આવ્યું નહીં શેઠે બધાને ખાસ બોલાવ્યા કે બધા જમો ત્યારે તેઓ બોલ્યા કે લાપસીમા તો ઝેર છે. તમે ખાવ પછી અમે ખાઈશુ શેઠ પણ વિચારમા પડી ગયા અને ખાવા માટે તેઓને પણ શકા થઇ પછી વિચારીને પૂછ્યુ કે તમને ક્યાથી ખબર પડી કે લાપસીમા ઝેર છે? તો તો? તેઓએ કહ્યુ કે તમારો હજામ નોતરુ દેવા આવ્યો હતો તે કહેતો હતો પછી હજામને બોલાવ્યો કે આમ કેમ કહ્યુ? ત્યારે તે કહે છે, મને વૈદરાજ કહ્યુ, પછી વૈદરાજને બોલાવ્યા ત્યારે વૈદ-રાજે કહ્યુ કે મે તો તેને માટે લાપસી ઝેર સમાન છે માટે તુ ખાઇશ નહિ એમ કહ્યુ હતુ પરતુ તે ઊધું સમજ્યો આ રીતે આપણી સમજ યોગ્ય હોય તો ચારિત્ર તપ તો મિષ્ટાન્ન સમાન છે તેનાથી કેટલા પાપોથી બચી શકાય છે અને આત્મ શક્તિ કેટલી ખીલી શકે છે તેનો ખ્યાલ આવે તો આચરણમા એવો આનદ આવશે કે તેનુ માપ પણ સસારી જીવો કાઢી શકશે નહી તેથી આચરણ કર્યા સિવાય ઉદ્ધાર નથી હજારો મીઠાઇના નામ બોલી જવાથી ભૂખ મટતી નથી પરતુ થોડુ પણ ખાવાથી ભૂખ મટે છે તેમ આચરણથી જ ભવભ્રમણની ભૂખ મટે છે માટે ચારિત્ર વડે શુભ અને શુદ્ધ ભાવો ગ્રહણ કરવામા આવે તો આત્માના અનાહારક ભાવ કેળવવાની

જિજ્ઞાસા વધે તેથી તપ કરવાનું મન થાય જેના ૧૨ પ્રકારનું વર્ણન આગળ આવી ગયેલ છે તેમા જ્યારે આત્મા તરબોળ બની જાય ત્યારે આત્માની શુદ્ધિ વધતી જાય છે, એટલે કર્મરૂપી મેલ તપરૂપી અગ્નિમા બળી જાય ત્યારે આત્મા સોનાની માફક શુદ્ધ બને છે આ રીતે ભાવનાનો વેગ વધતાં ભાવના ભવ નાશીની બની જાય છે તેથી જ तवेण परिसुज्झई એમ કહેલ છે આમ અનુક્રમે જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ વડે શ્રી નવકાર મંત્રનું રહસ્ય ઊડે ઊડે હૃદયમા સ્થાન પામતુ જાય છે તેથી સસારની રુચિ તેને રહેતી નથી આમ કષાયરૂપી લૂટારા તેના આત્મારૂપી ધનને લૂંટી શકતા નથી અને ગગના સ્થાનોથી દૂર થવા માટે વૈરાગ્યના ભાવો લાવે છે જ્યારે વૈરાગ્ય દૃઢ થાય છે ત્યારે પાચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ પાલન કરવા માટે શૂરવીર બને છે અને સાધુ બની જાય છે આ રીતે જીવન જીવતા પાપથી મુખ્યત્વે બચી શકાય છે તેનુ પાલન કેવી રીતે કરવુ તે બધુ આગળ સાધુજીના પ્રકરણમા વર્ણન આપેલ છે આ **નવકાર મત્રની આરાધનાની શ્રેષ્ઠ રીત છે.**

હવે બધા માનવોની એટલી તૈયારી હોતી નથી કારણ કે અનાદિ કાળથી મોહ મિથ્યાત્વમા સૂતેલા જીવને ઘણી કુટેવો હોય છે અને આવી કુટેવોને કારણે પોતાના શરીર અને સગાવહાલા તેમજ રિદ્ધિ-સિદ્ધિ વગેરેનો મોહ છોડી શકતો નથી પરંતુ મારી માતા, મારા પિતા, મારા

ઝેર છે આ સાંભળી તે એમ સમજ્યો કે લાપસીમાં જ ઝેર છે તેથી નોતરું જ્યાં જ્યાં દેતો ત્યારે કહેતો કે શેઠે લાપસી તો બનાવી છે પરંતુ તેમાં ઝેર છે તેથી ટાઈમ થયો તો પણ કોઈ જમવા આવ્યું નહીં શેઠે બધાને ખાસ બોલાવ્યા કે બધા જમો ત્યારે તેઓ બોલ્યા કે લાપસીમાં તો ઝેર છે તમે ખાવ પછી અમે ખાઈશું શેઠ પણ વિચારમાં પડી ગયા અને ખાવા માટે તેઓને પણ શંકા થઇ પછી વિચારીને પૂછ્યું કે તમને ક્યાંથી ખબર પડી કે લાપસીમાં ઝેર છે? તો તો? તેઓએ કહ્યું કે તમારો હજામ નોતરું દેવા આવ્યો હતો તે કહેતો હતો પછી હજામને બોલાવ્યો કે આમ કેમ કહ્યું? ત્યારે તે કહે છે, મને વૈદરાજે કહ્યું, પછી વૈદરાજને બોલાવ્યા ત્યારે વૈદરાજે કહ્યું કે મેં તો તેને માટે લાપસી ઝેર સમાન છે માટે તું ખાઇશ નહિ એમ કહ્યું હતું પરંતુ તે ઊંધું સમજ્યો. આ રીતે આપણી સમજ યોગ્ય હોય તો ચારિત્ર તપ તો મિષ્ટાન્ન સમાન છે તેનાથી કેટલા પાપોથી બચી શકાય છે અને આત્મ શક્તિ કેટલી ખીલી શકે છે તેનો ખ્યાલ આવે તો આચરણમાં એવો આનંદ આવશે કે તેનું માપ પણ સંસારી જીવો કાઢી શકશે નહીં તેથી આચરણ કર્યા સિવાય ઉદ્ધાર નથી હજારો મીઠાઇના નામ બોલી જવાથી ભૂખ મટતી નથી પરંતુ થોડું પણ ખાવાથી ભુખ મટે છે તેમ આચરણથી જ ભવભ્રમણની ભૂખ મટે છે માટે ચારિત્ર વડે શુભ અને શુદ્ધ ભાવો ગ્રહણ કરવામાં આવે તો આત્માના અનાહારક ભાવ કેળવવાની

જીજ્ઞાસા વધે તેથી તપ કરવાનું મન થાય જેના ૧૨ પ્રકારનું વર્ણન આગળ આવી ગયેલ છે તેમા જ્યારે આત્મા તરબોળ બની જાય ત્યારે આત્માની શુદ્ધિ વધતી જાય છે, એટલે કર્મરૂપી મેલ તપરૂપી અગ્નિમા બળી જાય ત્યારે આત્મા સોનાની માફક શુદ્ધ બને છે આ રીતે ભાવનાનો વેગ વધતાં ભાવના ભવ નાશીની બની જાય છે તેથી જ तन्नेण परिसुज्झई એમ કહેલ છે આમ અનુક્રમે જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ વડે શ્રી નવકાર મંત્રનું રહસ્ય ઊડે ઊંડે હૃદયમા સ્થાન પામતુ જાય છે તેથી સંસારની રુચિ તેને રહેતી નથી આમ કષાયરૂપી લૂટારા તેના આત્મારૂપી ધનને લૂંટી શકતા નથી અને ગગના સ્થાનોથી દૂર થવા માટે વૈરાગ્યના ભાવો લાવે છે જ્યારે વૈરાગ્ય દૃઢ થાય છે ત્યારે પાચ મહાવ્રત, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ પાલન કરવા માટે શૂરવીર બને છે અને સાધુ બની જાય છે આ રીતે જીવન જીવતા પાપથી મુખ્યત્વે બચી શકાય છે તેનુ પાલન કેવી રીતે કરવું તે બધુ આગળ સાધુજીના પ્રકરણમા વર્ણન આપેલ છે આ **નવકાર મંત્રની આરાધનાની શ્રેષ્ઠ રીત છે.**

હવે બધા માનવોની એટલી તૈયારી હોતી નથી કારણ કે અનાદિ કાળથી મોહ મિથ્યાત્વમા સૂતેલા જીવને ઘણી કુટેવો હોય છે અને આવી કુટેવોને કારણે પોતાના શરીર અને સગાવહાલા તેમજ રિદ્ધિ-સિદ્ધિ વગેરેનો મોહ છોડી શકતો નથી પરંતુ મારી માતા, મારા પિતા, મારા

સગાવહાલા, મારુ ઘર, મારા પૈસા વગેરેમા મમત્વ એટલું બધુ જામેલું હોય છે કે બધાનો મોહ છોડી શકતો નથી પરંતુ નવકારના મંત્રના પંચ પરમેષ્ટીના પાત્રરૂપ સંતો વગેરેનો સમાગમ થતા, થોડું સમજવા લાગે છે કે આત્માનો ઉદ્ધાર માનવ જન્મમા જ થઈ શકે છે એટલે મોહને મર્યાદિત બનાવવા માટે અને મોટા પાપથી બચવા માટે, જીવન જીવવાની કળા ગુરુઓ પાસેથી શીખે છે તેના પરિણામે શ્રી નવકાર મંત્રની આરાધના કરવા યોગ્ય કર્તવ્યો જીવનમા ઊતારે છે તે ૩૫ છે

(૧) ન્યાય સંપન્નતા, (૨) ઉચિત અથવા જરૂરી ખર્ચ કરવો, કારણ કે જેટલો ખર્ચ વધારે તેટલુ પાપ વધારે થાય માટે જરૂરીઆત ઓછી કરે, (૩) કપડાં વગેરેનો વેશ પણ એવો રાખે કે ફેશનમા ન ફસાય, ગાંધીજી જેવા કેવો વેશ રાખતા હતા ? આ ગરમ દેશમા અલ્પ વસ્ત્રથી શરીર સારુ રહે, (૪) સંસારના સંબંધો પણ ઉચ્ચ પવિત્ર આત્માઓ સાથે રાખવા કે જેથી બુદ્ધિ બગડે નહિ, (૫) અભક્ષ ભોજનનો ત્યાગ (૬) સમયે પણ પથ્ય ભોજન કરવુ, જેથી વિચારો સારા આવે, (૭) માતાપિતા, વડીલો, શેઠ, ગુરુ વગેરેની ભક્તિપૂર્વક યોગ્ય સેવા કરવી, (૮) સંસારની જવાબદારી સમજી કુટુંબ વગેરેનુ શુદ્ધ આહાર, વસ્ત્ર વગેરેથી પોષણ કરવુ તેની સાથે ધર્મના સંસ્કારો પણ સારા પડે તેની કાળજી રાખવી (૯) પ્રેમ વધે એવુ વર્તન બધા પ્રત્યે રાખવુ, (૧૦)

અતિથિ–મુનિ વગેરે તેમજ દીનહીનદુ.ખી વગેરેની સરભરા કરવી, (૧૧) જ્ઞાનવૃદ્ધ અને ચારિત્રવાનની સેવા

આ કર્તવ્યો અમલમાં મુકવા માટે આઠ પ્રકારે દોષોનો ત્યાગ કરવો પડશે—

(૧) નિંદા, કુથલી તેમજ વિકૃત વાતોથી દૂર રહેવુ (૨) વિશ્વાસઘાત અને વ્યસનોથી ચેતતા રહેવું, (૩) ઇંદ્રિયોના ગુલામ ન બનવું કારણ કે દરેક ઇન્દ્રિયના વિષયોમા રાગને કારણે ફસાઇ જાય છે ત્યારે કર્તવ્યનું ભાન રહેતું નથી, (૪) કામ, ક્રોધ, લોભ, માન, માયા, હર્ષ વગેરે ઉન્માદો ન થાય તેની કાળજી રાખવી, (૫) દુરાગ્રહનો અભિનિવેશ કરવો નહિ કારણ કે તેથી ઝઘડો જ થાય, (૬) ધર્મની લઘુતા, ધર્મની હાનિ, અપયશ વગેરે અનર્થો ન થાય તે માટે જાગૃત રહેવું, (૭) ઉપદ્રવવાળા સ્થાનો છોડવા અને એવા સ્થાનો પસંદ કરવા કે પાડોશીઓ સસ્કારી હોય, (૮) દેશકાળની અયોગ્યતા વિષે વિચારી વેશ્યા, ચોર, લુચ્ચા વગેરેનો સસર્ગ ન થઈ જાય તેમ જ મોડી રાત સુધી ફરવું વગેરે કુસગો અને અયોગ્ય કાર્યો તજવા જોઇએ

આ આઠ પ્રકારે દોષોનો ત્યાગ થશે તો મુખ્ય આઠ ગુણો પ્રત્યે આદર ભાવ જાગશે

(૧) પાપનો ડર લાગશે, (૨) લજ્જાથી મર્યાદિત બનાશે કારણ કે ઊંચા કુળનું ગૌરવ વધે અને અકાર્ય માટે શરમ આવશે કે આવું અયોગ્ય મારાથી કેમ થાય ? (૩),

સૌમ્યતા, મુખની પ્રસન્નતા, અને હૃદયની પવિત્રતાનો ભાસ, (૪) લોકપ્રિયતા – કોઇને પણ નહીં ગમતુ કાર્ય ન થાય પરંતુ પ્રેમ વધે એવી રીતે બધાની સાથે હળીમળીને રહેવુ, (૫) દીર્ઘદૃષ્ટિ – દરેક કાર્યનું પરિણામ બુદ્ધિપૂર્વક વિચારીને જ કરવાની ટેવો પોતે પાડવી જોઈએ એટલે ધીરજપૂર્વક જ દરેક કામ કરવું, (૬) બલાબલની વિચારણા એ જ જીવનનુ રક્ષણ કરી શકે છે કહેવત પણ છે કે "બળીયાની સાથે બાથ ભીડવી નહી," જેથી પસ્તાવુ પડે નહી, (૭) વિશેષજ્ઞતા અથવા વિવેક વિવેકથી જ સાર–અસારની સમજણ આવતા સાર ગ્રહણ કરવાની જિજ્ઞાસા રહે, (૮) ગુણપક્ષપાત – ગુણવાન, ચારિત્રવાન, આત્માઓની જ વાત માનવી જોઇએ જેથી આપણા સદ્‌ગુણો 'વધતા જશે અને અવગુણો ઓછા થતા જશે આજ આગળ વધવાનો ઉપાય

આ આઠ ગુણો પ્રત્યે આદરભાવ જાગવાથી તેની સાધના કરવા માટે આઠ કાર્યો કરવા જરૂરી છે (૧) ઉપકારીનો ઉપકાર વાળવાની ભાવના હંમેશ રાખવી અને સમય આવે બધુ છોડીને તે કરવુ (૨) પરોપકાર – કોઇએ આપણો ઉપકાર ન કર્યો હોય અગર કદાચ અપકાર કર્યો હોય તો પણ આપણે તેનુ ભલુ ઈચ્છવુ અને સમય આવે તેને પણ મદદરૂપ થવુ (૩) દયા–કેઈ પણ જીવને દુઃખ ગમતુ નથી તો દરેકને સુખ થાય તેવુ વર્તન, દીલમા અનુકંપા હોયતો જ થાય, તેમજ પોતાની

દયા પાળવી એટલે આત્માની ઉન્નતિ થાય તેવા કામ કરવા જેથી સ્વદયા થશે એટલે પરદયા તો થશે જ (૪) સત્સંગ–સંત મહાત્માનો ચોગ મળે ત્યારે ગમે તેવું કામ છોડીને સમાગમ કરવો "સુત દારા ને સપત્તિ, પાપીને પણ હોય, સત સમાગમ હરિ કથા તુલસી દુર્લભ હોય" આ રીતે સંત સમાગમનો લાભ પૂરો લેવો અને જ્યારે એવો સંજોગ ન હોય ત્યારે પણ સદ્દવાચન જરૂર કરવું (૫) ધર્મશ્રવણ–અહિંસા સંચમ અને તપમા મન લાગે એવા ધર્મના તત્વો સાભળવા તત્પર રહેવુ, (૬) બુદ્ધિના આઠ ગુણો વધતા જાય તેમ કોશિષ કરવી, (૭) દેશને અનુકૂળ, પ્રસિદ્ધ આચારોનુ ખાસ પાલન કરવું, (૮) જ્યા જ્યા શિષ્ટાચાર જોવામા આવે તેની પ્રસશા કરવી, જેથી પોતાને પણ શિસ્તબદ્ધ રહેવાનુ ગમે અને બીજા-ઓને આચરવાનુ મન થાય

આ પાત્રીસ બોલ માર્ગાનુસારીના છે તેથી મુખ્ય ત્રણ ગુણોની પ્રાપ્તિ થાય છે

(૧) તીવ્ર પાપ ન લાગે તેવું આચરણ કરવાનુ મન થાય એટલે પાપભીરુ હૃદય બને (૩) સસારની ભયંકરતા સમજાય તેથી મોહ ઓછો થાય અને નિર્લેપ જીવન જીવાય, (૩) ઉચિત સ્થિતિનું પાલન થાય આવી રસાળ હૃદયની ભૂમિમાં જ સમ્યક્દર્શનનું વાવેતર થઈ શકે. એટલે કે સમકિત પામતાં પહેલા આવા આચરણની ખાસ જરૂર છે.

આ પાત્રીસ બોલની સાધનાથી બુદ્ધિના આઠ ગુણ વિકસે છે

(૧) સારુ અને હિતકારી સાભળવાની ઇચ્છા થાય છે, (૨) હિતકારી સાભળવામા પુરેપુરુ લક્ષ અપાય છે, (૩) સાભળીને સાર સમજપૂર્વક લેવો, (૪) યોગ્ય સમજને યાદ વારવાર કરવી પણ ભૂલવી નહીં, (૫) તત્ત્વ ઉપર અનુકૂળ દૃષ્ટાતો શોધવા ને વિચારવા, (૬) તેમા બાધક અશ કયા અને કેવી રીતે તેનો નિર્ણય કરવો જેથી તેનાથી સમય આવે બચી શકાય, (૭) ઉહાપોહ—ઊડા તત્ત્વના વિચારમા ગરકાવ થઇ જવુ, જેથી મોહનો ઉપશમ થઈ શકે તેના પરિણામે જાતિ સ્મરણ જેવુ જ્ઞાન પણ થાય અને ઉત્કૃષ્ટો રસ, તત્ત્વ અને આત્મહિતમા જામી જાય તો કેવળ જ્ઞાન થયાના દાખલાઓ શાસ્ત્રમા મોજુદ છે, (૮) સિદ્ધાન્તનો નિર્ણય કરવાની શક્તિ ત્રણે કાળમા સિદ્ધ હોય તે જ સિદ્ધાતનો સાર, રહસ્ય અને તાત્પર્ય કાઢવાની તાકાત આવે તેથી દરેક વસ્તુનો નિચોડ લાવી શકાય અને આ રીતે તત્ત્વજ્ઞાન ખીલે તેમ તેમ આત્મા ઉચી ઉંચી શ્રેણી અનુક્રમે પ્રાપ્ત કરી શકે

આ પ્રમાણે પાંત્રીસ ગુણો પ્રથમ આવ્યા પછી સમકિત આવે છે એનો અર્થ એ થયો કે સમકિતી જીવમા તો આ ૩૫ ગુણો ઉપરાત વીતરાગ પ્રભુનાં વચનો ઉપર અતૂટ શ્રદ્ધા હોવી જોઇએ આ બધી શ્રી નવકાર મંત્રની આરા-ધનાની રીત છે આ ગૃહસ્થપણામા સમકિત પામ્યા પછી

બાર વ્રતોના નિયમોનુ પાલન યથાશક્તિ કરવુ જોઇએ તે જ નવકાર મંત્રની આરાધનામા આગળ વધવાની રીત છે. આમ આગળ વધવા માટે શ્રાવકોએ વ્રતો અંગીકાર કરવા જોઇએ ઘણા શ્રાવકો વ્રત લેતા ડરે છે પણ વ્રતો લેવામા જેટલી છૂટછાટ રાખવી હોય તેટલી રાખીને પણ લઈ શકાય છે માટે વ્રત વગર રહેવુ એ ખરેખર મહાન આશ્રવોને આવકારવા જેવુ છે, માટે દરેકે સમજીને શક્તિ અનુસાર જેટલા પાળી શકાય તેટલા અને તેમાં પણ પોતાની અનુ-કૂળતા મુજબ છૂટ રાખીને વ્રતો લેવા જોઇએ

વ્રતો શા માટે આદરવા જોઇએ ? તે બાબત વિચારીએ લગભગ આખી દુનિયા એમ માને છે કે, પાપ કરીએ તો જ પાપ લાગે પરંતુ જૈન ધર્મને સમજનારા જાણે છે અને સંતો પણ સિદ્ધાન્ત સમજાવતા કહે છે, આશ્રવ એ કર્મને આવવાના દ્વારો છે, તે ખુલ્લા હોય ત્યાં સુધી આશ્રવરૂપી કર્મનો કચરો આવે છે જ જેમ આપણા મકાનમાં આપણે કચરો ભરવા માગતા નથી છતાં પણ આવે છે જ જો બારણા બંધ કરો તો જ અટકે આ રીતે આપણે પાપ ન કરતા હોઇએ તો પણ પૂર્વે જે પાપો કરેલા છે તેની રાવઈ આવે છે એટલે કે પૂર્વ ભવોમા જયારે અજ્ઞાન દશામા પાપ કર્યા હશે ત્યારે મારો આત્મા પાપથી ભારે થાય છે એવુ ભાન ન હતું જેમ કે કતલખાનાના યંત્રો બનાવનારની ભાવના એવી હોય છે કે વધારે જીવો અને જલ્દી કપાય એવા યંત્રો બનાવવામા પોતાની હોશિયારી

માને છે અને પોતાના છોકરાઓ વગેરે આથી પણ તીક્ષ્ણ શસ્ત્રો બનાવે એવી ભાવના સાથે મરી જાય છે તે તો મરી જાય છે પણ શસ્ત્રો તો કામ કર્યા કરે છે, તે પાપ તેને બીજા ભવોમાં લાગ્યા કરે છે વળી જેમણે બેંકમાથી કે શરાફ પાસેથી એક લાખ અગર કોઈ રકમ વ્યાજે લીધી તે હમણા તો કોઈ રકમ લેતો નથી પરંતુ પૂર્વે લીધેલી રકમનું વ્યાજ અને મૂળ રકમ ભલે તે પરદેશ જતો રહે તો પણ તે પરત કરવાની તેની જવાબદારી રહે છે તેમ પૂર્વે કરેલા પાપોની રાવઈ આપણને બીજા ભવોમાં પણ આવે છે

તે મટાડવા માટે શું કરવું જોઈએ? ભગવાને ફરમાવેલ છે કે પૂર્વે થયેલા પાપની આલોચના એવી રીતે કરવી કે મેં અજ્ઞાન દશામાં જે કર્મો કર્યા છે, પરંતુ હવે જ્ઞાન દશામાં સમજાય છે કે તે વખતે પણ મેં ખોટું કર્યું હતુ હવે મારે એવા પાપ કરવા નથી અને પૂર્વના પાપનુ મારે પ્રાયશ્ચિત્ત કરવું છે આવી રીતે આલોચના કરવાથી પૂર્વના પાપો હળવા થઈ જાય છે આપણા બધાના અનુભવની વાત છે કે શ્રી જયપ્રકાશનારાયણે ચંબલના ડાકુઓને સુધારી દીધા તે લોકોએ પૂર્વના પાપનો પશ્ચાત્તાપ કર્યો અને એવા પાપો ફરીથી નહી કરવાના શપથ લીધા હવે વિચારો કે તેમણે પૂર્વે લૂંટફાટ તેમજ ખૂન પણ કર્યા હતા છતા હવે જ્યારે દૃષ્ટિ બદલાઈ ત્યારે તેને પૂર્વના પાપની સજા ગવર્નમેન્ટ પણ કરતી નથી આ રીતે પૂર્વના પાપોની આલોચના કરવી જોઈએ અને નવા પાપ નહીં

કરવાના નિયમ લેવાથી પૂર્વના પાપના ફળ હળવા થઈ જાય છે.

આ તો પૂર્વના પાપની વાત કરી પણ વર્તમાનમા જે કાઈ પાપ દુનિયામા થઈ રહ્યા છે તેના આપણે ભાગીદાર છીએ જેમ ભારતમાં જે પાપ થઈ રહ્યુ છે તેના આપણે ૯૮ કરોડમા ભાગે ભાગીદાર છીએ જ. કોઈ કંપનીના શેરહોલ્ડર તમે હો તો પણ તે કપનીમાં જે પાપ થઈ રહ્યું છે તેમા તમારી ભાવના એવી રહે છે કે કપની સારૂ કમાય અરે તમારા ઘરમા ઇલેકટ્રીક છે તેમાં પણ તમારી ભાવના રહે છે જ કે પાવર હાઉસ બરાબર ચાલવું જ જોઇએ કોઈ વખત અચાનક, બધ થઈ જાય છે તો આપણને દુ.ખ થાય છે કે કામ કરનારા કેવુ ધ્યાન રાખે છે. આ રીતે પાવર હાઉસનું પાપ આપણને લાગે છે પરંતુ તમોએ કનેકશન કાપી નાખ્યું પછી તમોને કારખાનાની ચિતા મટી જાય છે અને શેરો પણ વેચી નાખીએ પછી કાઈ તે સાથે લેવાદેવા નથી તેમ અત્યારે દુનિયામા ૧૮ ભાર વનસ્પતિ છે તે એટલી બધી છે કે આપણે ખાઈ પણ શકતા નથી, છતાં તેના પચ્ચખાણ કરતા નથી ત્યા સુધી બધા પાપના ભાગીદાર છીએ આ માટે જ આપણે જરૂરી ચીજની છૂટ રાખી બાકી બધાનાં પચ્ચખાણ કરવા જોઇએ આપણે બધા ધંધા પણ કરી શકતા નથી પંદર કર્માદાન મહાપાપના ધધાઓ છે તેના પણ આપણે પચ્ચખાણ લેતા નથી ત્યા સુધી બધાયનું પાપ આપણને લાગે છે

જેમ કોઈ જગ્યાએ પાંચસો માણસોની સભા ભરાયેલી છે ત્યાં અચાનક પોલીસ આવીને બારણે ઊભો રહ્યો એટલે પાંચસોય માણસોને પોલીસનો ભય લાગે છે, પરંતુ તે નામ દે છે કે હુ તો અમુક માણસોને પકડવા આવ્યો છુ તો તે જેટલાને પકડવા આવ્યો છે તે સિવાયના બવાયનો ભય દૂર થઈ જશે આમ આપણે અમુક વ્રતો જિંદગીભરના પણ થઈ શકે છે અને અમુક ૧૪ નિયમો જેવા દરરોજ કરીએ તો ઘણા પાપથી બચી શકીએ છીએ. શાસ્ત્રો તો એટલે સુધી કહે છે કે તારા માથે મેરૂપર્વત જેટલો પાપનો ભાર હતો તે હવે પચ્ચખાણ કરવાથી રાઈ જેટલો થઈ જશે, પાપથી બચવાની કેટલી સુવિધા પંચ-પરમેષ્ઠી સમજાવે છે આ નવકાર મંત્રનો આપણા ઉપર કેટલો ઉપકાર છે? તેનો વિચાર આપણને કેટલા હળુ કમીં બનાવશે?

વળી કોઈ માણસે મુંબઈ જેવા શહેરમા બ્લોક ભાડે લીધો બે વરસ તે વાપર્યો પણ પછી કોઈ કારણસર દેશમા બે–ચાર વરસ રહેવુ પડ્યું હવે તમે મુબઈના બ્લોકનો ઉપયોગ કર્યો નથી છતા ભાડુ તો ભરવુ જ પડે, કારણ કે તે બ્લોક ઉપર તમારૂ મમતાનુ તાળુ છે તેમ આપણે જ્યા સુધી પચ્ચખાણ કરતા નથી ત્યા સુધી તે ચીજો ઉપર મમતા રહે છે તેનુ પાપ પણ આપણને લાગે છે જ

એક રાજકુમારને રસાલા સાથે પેરીસ જવું હતું

તેણે ત્યાની અમુક હોટલમાં કેટલાક રૂમો બુક કરાવ્યા, પરંતુ કોઈ કારણસર જવાનું મોડું થયું અને પછી ગયો ત્યારે પણ થોડા માણસો સાથે હતા તે ત્યા જઈ તે હોટલમા ઊતર્યો બે–ચાર દિવસ જરૂર મુજબ રોકાયો અને બધા રૂમ પણ વાપર્યા નહીં પરંતુ જ્યારે હોટલ છોડવાની થઈ ત્યારે હોટલવાળાએ બધાય રૂમો અને બધાય દિવસોનું બીલ આપ્યું અને તેને ભરવું પડ્યુ પરતુ તેણે વચમા સમાચાર આપી દીધા હોત કે મારે આવવાનું બંધ રહ્યું છે અને અમુક તારીખે આવવાનો છુ અને અમુક રૂમની જ જરૂર છે તો તેને ફક્ત તેટલાનુ જ બિલ ચુકવવું પડે. આ રીતે જ્યાં સુધી આપણે પાપના પચ્ચખાણ કરતા નથી ત્યા સુધી કેટલું મોટું પાપ આપણને લાગે છે તે વિચાર નવકાર મંત્રના પ્રતાપે જ આવે છે

આ રીતે શ્રી નવકાર મંત્રની આરાધનાની સાચી રીત વ્રત–નિયમો આદરવાની જ છે તે આદરવામા પ્રથમ જ્ઞાન જરૂરી છે તે જ્ઞાન મેળવવા માટે પચ પરમેષ્ઠીના સલાહ સુચનો લઈને ભગવાનની વાણી સમજવી પડશે તે શાસ્ત્ર-શ્રવણ કે વાચનથી જ બનશે અને તેથી આપણી બુદ્ધિમાં સુધારો થશે સાભળવામા કે વાચન કરવામા ૧૪ અતિચાર ન લાગી જાય તેની કાળજી ગખવી પડશે તેમા પહેલો જ અતીચાર જવાઇદ્ધં છે એટલે કે સૂત્રો આઘાપાછા ભણાયા હોય જેમ કે કોઈ નાસ્તિક માણસ એમ કહે કે, God is no where, હવે જ આજ શબ્દો આઘાપાછા કરીએ તો

god is now here, આ બન્નેમાં શબ્દ તો એ જ છે પરંતુ અર્થમા કેટલો ફરક ? પહેલામા ભાવ એ હતો કે ઈશ્વર કોઈ જગાએ નથી જ્યારે એના એ જ શબ્દો કહે છે ઈશ્વર અત્યારે અહીં જ છે. બીજો અતિચાર વચ્ચામેલિય છે તેમા પણ વાચવામા કોઈ વખતે બે પાના સાથે ફરી જાય, વચમા કોઈ લીટી છૂટી જાય, તો અર્થ નહી જાણનારને ખબર નહી પડે માટે અર્થનુ જાણપણુ હશે તો ભૂલ હશે તો પણ સુવારીને વાચીશું અને સાભળીશુ તેનો ભાવ પણ બરાબર સમજીશુ તો જ જીવનમા સાચી વાત વર્તનમાં ઉતારી શકીશુ આવા બાકીના અતિચારોનો અર્થ સમજીને એવી રીતે જ્ઞાન મેળવવુ જોઇએ કે જ્ઞાન જલ્દી ચડે અને આચરણ કરવાની સહેલી અને સરળ રીત સમજાય આ જ્ઞાનને દૃઢ કરવા માટે વીતરાગની વાણી પ્રત્યે શ્રદ્ધા મજબુત કરવી પડશે, કારણ કે અરિહંત પ્રભુ સર્વજ્ઞ હોવાથી તે સંપૂર્ણ રીતે સત્ય જ હોય, તેને સમજવા માટે વારવાર પ્રયત્નશીલ રહેવુ પડશે

આ રીતે વીતરાગની વાણી ઉપર દૃઢ શ્રદ્ધા કરવા માટે परमत्थ सथवोवा सुदिठ्ठ परमत्थ, सेवणा वावि वावन्न, कुदंसण वज्जणा—પરમ અર્થના હમેશા પરિચયમા રહેવું જોઇએ એટલે શાસ્ત્રોના રહસ્યનો પરિચય શ્રવણ-વાચન ચિંતન-મનનથી કરવો જોઇએ અને કોઈ રહસ્ય ન સમજાય ત્યારે જેમણે પરમ અર્થ રૂપ વીતરાગની વાણી ભલી દૃષ્ટિથી જાણેલી છે એટલે કે જાણીને આચરણ કરી રહેલ છે એવા

પવિત્ર આત્માની સેવા–ભક્તિ–વિનય કરીને રહસ્યો સમજવા, આ બન્ને ભવરોગ મટાડવાની દવા છે પરંતુ દવા સાથે જેમ પરેજ પાળવાની હોય તેમ વાવન્ન એટલે સમકિત જેનું ચાલ્યું ગયેલ છે, એટલે કે શ્રદ્ધા ભ્રષ્ટ થઈ હોય જેથી પરૂપણા પણ અમુક અંશે વિપરીત હોય તેનાથી તેમજ, જેઓ વીતરાગના માર્ગને સમજતા નથી તેઓનો સંગ તજવો જોઇએ તો જ સમકિત ટકી શકે આ પ્રમાણે કરતા કોઈ રહસ્ય ન સમજાય તો શાસ્ત્રમાં ખોટુ કેમ કહ્યું હશે એવી શંકા કરવી નહિ આડંબર જોઈ આકાક્ષા કરવી નહિ કરણીનુ ફળ મળશે કે નહિ એમ સંદેહ પણ ન લાવવો તેમજ સંસારના રંગરાગ–મોજશોખમા મન લગાડવું નહિ અને એવા શ્રદ્ધાભ્રષ્ટ અગર નાસ્તિકોના પરિચયથી દૂર રહેવું અને આવા આરંભ પરિગ્રહમા મનાતા ધર્મની પ્રસંશા કરવી નહિ

આમ જ્ઞાન અને દર્શન મજબૂત બનાવીને આચરણમાં મૂકવા માટે શ્રાવકોના બાર વ્રતો છે તેમા પહેલું અહિંસાનુ વ્રત છે જેમા શ્રાવકોએ જાણીબુઝીને બેઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોને ત્રાસ આપવો નહિ અને એકેન્દ્રિય જીવોની પણ બની શકે તેટલી દયા પાળવી તેના પાંચ અતિચારો પણ સમજીને લાગવા દેવા નહી (૧) બંધે – કોઇ પણ ત્રસ જીવને ટૂંકે બંધને બાંધવો નહિ તેમજ આપણા આશ્રિત નોકર ચાકર, દીકરા–દીકરી, વહુ વગેરેને સારા કામમાં જતાં હોય તો રોકવાં ન જોઈએ, (૨)

વહે – માર મારવો નહિ અર્થાત્ વચનના ઘા પણ કરવા નહી, (૩) છવિચ્છેએ–કાન, નાક આદિ અવયવ છેદવા નહિ તેમા કોઈનુ અપમાન વગેરે પણ ન કરવુ જો૦એ (૪) અઈભારે – પશુ તેમજ નોકરો વગેરે પાસે વધારે પડતુ કામ કરાવવુ નહિ, અને (૫) ભત્તપાણ વોચ્છેએ - એટલે નોકરોને ઓછા પગાર આપવો નહી

બીજુ મૃષાવાદ અથવા જુઠું નહિ બોલવાનુ વ્રત છે એટલે કે સત્ય અને વહેવાર ભાષા બોલવી પરંતુ હિંસાને અનુમોદન થાય તેવી તેમજ કલેશ થાય તેવી અગર કોઈને ખોટુ લાગે તેવી સત્ય હોય તો પણ વિવેકપૂર્વક વિચારીને બોલવુ તેના પાચ અતિચાર પણ ન લાગે તેની કાળજી રાખવી (૧) કોઇને ધ્રાસકો પડે તેવુ ન બોલવુ, (૨) કોઈનું રહસ્ય ખુલ્લું ન કરવુ, (૩) પોતાના અંગત સબંધીના મર્મ પ્રકાશવા નહિ (૪) કોઈને ધર્મ વિરૂદ્ધ ઉપદેશ આપવો નહિ, (૫) ખોટા લેખ પત્રો લખવા કે લખાવવા નહી

ત્રીજુ વ્રત હક્ક વિનાની ચીજ નહી લેવી જોઈએ એટલે કે કોઈ એવા અયોગ્ય અન્યાય–અનીતિ, વિશ્વાસઘાત થાય એવા કામોથી દૂર રહેવુ તેના અતિચારોથી ચેતવુ (૧) ચોરાઉ વસ્તુ સસ્તી મળે તેમા લોભાવુ નહી, (૨) અયોગ્ય ધંધા કરનારને ટેકો આપવો નહી, (૩) દાણચોરી વગેરે કરવી નહી (૪) ખોટા તોલમાપ રાખવા નહિ,

(૫) સેપલ પ્રમાણે વસ્તુ લેવી–દેવી અથવા છેતરવાની વૃત્તિ ન રાખવી

ચોથું વ્રત બ્રહ્મચર્યની મર્યાદાનુ છે તેમા પંચની સાક્ષીએ જેની સાથે પાણિગ્રહણ અથવા લગ્ન થયેલા છે તે સિવાય દુનિયાના તમામ જીવો સાથે ભાઈ–બેન સમજીને વર્તવુ જેની સાથે સબધ બધાયો છે તેમા પણ મર્યાદિત બનવુ કારણ કે એક વખતના બ્રહ્મચર્યના ખડનમા બેથી નવ લાખ જીવોની હિંસાનું પાપ લાગે છે આપણને એમ થશે કે આટલા બધા જીવો ગર્ભાશયમા ક્યાથી આવ્યા ને સમાયા તો તે માટે વિચારીએ. એક છાણું સૂકુ હોય છે ત્યારે તેમા કોઈ જીવ ઉત્પન્ન થતો નથી પરતુ તે ભીનું થાય છે ત્યારે લાખો જીવો ઉત્પન્ન થઈ જાય છે એ રીતે જ્યારે સ્ત્રી–પુરુષનો સંયોગ થાય છે ત્યારે તે યોનિ વીર્ય અને રૂધિર (લોહી) ભેગું થવાથી યોનિ સચેત બની જાય છે તેમા આટલા જીવો ઉત્પન્ન થાય છે એવા વીતરાગના વચનો સત્ય જ હોય છે માટે સસારના સંબધમા પણ મર્યાદા જેટલી રાખી શકાય તેટલી રાખવી તે માટે નવવાડો જે બતાવી છે તેનો પણ ખ્યાલ રાખીને વર્તન કરવુ જેથી કામ–વિકાર સતાવી શકશે નહી અને બ્રહ્મચારી આત્માઓના જીવનચારિત્રો વાચવા સમ-જવા જેથી બ્રહ્મચર્ય પાળવામા આનદ આવશે અને શારીરિક તેમજ જ્ઞાન શક્તિ પણ વધતી જશે તેના પણ અતિચારો લક્ષમા રાખી વર્તવુ (૧) અયોગ્ય ઉમરે પરણેલી

સ્ત્રી સાથે ગમન કરવુ નહિ, (૨) જ્યાં સુધી લગ્ન થયા નથી પરંતુ સંબંધ નક્કી થયો છે તેની સાથે ગમન કરવુ નહિ, (૩) અન્ય અંગોથી ક્રીડા કરવી નહી, (૪)પારકા વિવાહ કરાવવામાં બહુ રસ લેવો નહીં. (૫) કામભોગની તીવ્ર અભિલાષા થવા દેવી નહી આમ બ્રહ્મચર્ય જેટલુ સચવાય તેટલુ સાચવવા તત્પર રહેવુ

પંચમું વ્રત પરિગ્રહની મર્યાદાનુ છે, માનવોને જો નવ ગ્રહોમાંથી કોઈ ગ્રહ પૂર્વ કર્મોના યોગે પીડા કરે છે ત્યારે તે કેટલો હેરાન થાય છે, પરંતુ આ દશમો ગ્રહ પરિગ્રહ છે તે પરિ એટલે ગ્રહને ચારેબાજુથી આપણે ઊભો કરીએ છીએ જેથી આપણે શાંતિ લઈ શકતા નથી આવો પરિગ્રહ પાંચ પ્રકારનો છે (૧) ખેતર ઘર વગેરે, (૨) સોનુ–રૂપુ, (૩) પૈસા–અનાજ (૪) પશુ–પંખી નોકરો, (૫) કબાટ, ફરનીચર વગેરે ઘરવખરી છે તે બવાની મર્યાદા કરવી જોઈએ જેથી સંતોષ રહે અને શાંતિ મળી શકે પરંતુ તૃષ્ણાના વેગમાં તણાઈ જવાય છે ત્યારે

કાવ્ય

"સો હજાર કે લાખ કરોડો **મળે તોય નહીં શાન્તિ,**
ઓહો મળે સોનુ રૂપું ને હીરા હોય પણ **દીલમાં સદા અશાંતિ,**
ઓહો નિંદરમાં પણ દ્રવ્ય દેખીને ઝબકી જઈએ જાગી,
શું માગીએ વિતરાગી ?"

એ પ્રમાણે તૃષ્ણા વધતી જાય છે તેમ અશાંતિ પણ વધતી જાય છે માટે સંતોષ લાવી મર્યાદા કરવી જોઈએ

તે મર્યાદા સચવાય તે માટે હંમેશ કાળજી રાખવી જોઇએ જેથી તેના અતિચારોનો પણ ખ્યાલ રહી શકશે

છઠ્ઠું વ્રત દિશાની મર્યાદાનું છે બધી દિશાઓમા આપણે જઈ શકતા નથી છતાપણ પચ્ચખાણ હોતા નથી ત્યા સુધી રાવઇ આવે છે જે આપણે આજ પ્રકરણમા વિચાર્યું છે તો જે દિશામા જવાની જરૂર નથી તે દિશાની બધી કરવી જોઈએ પાચમા વ્રતથી સંતોષ આવ્યો હશે તો આ વ્રત તદ્દન સહેલુ થઈ જશે, છતા પરદેશ જવા માટે છૂટ રાખીને કે અમુક દેશમા વરસમા એક વાર અગર જરૂર મુજબ જવાની છૂટ તે સિવાય ભારત બહાર જવું નહિ પણ એરોપ્લેન ઊડે ત્યા સુધી અને નીચે બે-ત્રણ માઈલની મર્યાદા કરી શકાય અને તેમા ઉલ્લઘન ન થઈ જાય તે માટે અતિચારોનો ખ્યાલ રાખવો જોઇએ

સાતમા વ્રતમા ખાવાની ચીજો અને વેપારની મર્યાદા કરવાની છે તેમા ૨૬ બોલ જે ખાવાપીવાની વસ્તુઓ છે તેમા જરૂર પ્રમાણે મર્યાદા કરવી અને અતિચારો ન લાગે તે માટે સમજીને સાવચેતી રાખવી (૧) સચિત્ત ચીજની મર્યાદા કરી તે વધી ન જાય તે માટે સચિત્ત વસ્તુઓનું જ્ઞાન સારી કરીને કરવુ (૨) સચિત્તની સાથે લાગેલી અચેત ચીજ ન ખાવી (૩) શાક વગેરે કાચા રહી ગયા હોય અને ખાઇએ ત્યારે કડકડ અવાજ ચાવતા થતો હોય તેવા ન ખાવા, (૪) જતના વગર પકવેલા પોક-ઊંધીયા, ભડથા વગેરે ન ખાવા, (૫) નાખી દેવુ ઘણું પડે અને

ખાવાનુ ઓછુ હોય તેવા બોર, સીતાફળ, શેરડી–વગેરે ન ખાવા જોઈએ અને વેપાર, ૫ દર કર્માદાન મહા આરંભ – પાપના ધધા છે તેવા ધધા ન કરવા (૧) ભઠ્ઠીઓ, મોટા એંજીનો ચાલતા હોય તેવા ધંધા, (૨) વનના ઝાડ કાપવાના કોન્ટ્રાકટ વગેરે રાખવા, (૩) સડાવીને થતા દારૂ–ગળી, રગ વગેરેના ધધા, (૪) મકાનો- જનાવરો વગેરેના ભાડા ખાવાનો ધધો, (૫) નહેર–કૂવા, તળાવ વગેરે ખોદવાના ધધા. (૬) હાથીદાત વગેરે હાડકાનો ધધો, (૭) અમુક જનાવરોના વાળ અગર પીછાંનો અગર તેવા ચામડાના ધંધા, (૮) દારૂ વગેરે તેમજ ઘીતેલ વગેરે પ્રવાહી પદાર્થના ધધા ન કરવા, કદાચ ઘીતેલનો વેપાર કરવો પડે તો પણ મર્યાદા કરવી અને વાસણો ઉઘાડા ન રહી જાય તેવી જતના રાખવી, (૯) લાખ વગેરેના ધધા, (૧૦) વિષ અથવા ઝેરી દવાઓ વગેરેના ધધા, (૧૧) ઓઈલ–મીલ વગેરેમા તલ–મગફળી જોયા વગર જ પીલાય, તેમજ કપાસીયા કાઢવાનો કે પીલવાનો ધધો (૧૨) બળદને ખસી કરવાનો તેમજ કાન–નાક વીંધવાનો અને બળદ વગેરેના પગમા નાલ જડવાના ધધા, (૧૩) ડુંગરા વગેરેમા આગ લગાડવાના ધધા (૧૪) કુવા–તળાવ વગેરે ઉલેચાવવાના ધધા, (૧૫) હિસક જનાવરો પાળવા તેમજ માસાહારી લોકોને પણ પોષવાના ધધા કદાચ માસાહારી લોકોને નોકરી રાખવા પડે તો પણ તેમને વારવાર અહિસાની વાતો સમજાવી માસાહાર છોડાવવા કોશિશ કરવી

આમ સાતમા વ્રતથી તો ઘણા પાપથી બચી જવાય છે વળી રાત્રિ ભોજન ન કરવુ, કંદમૂળ ન ખાવા વગેરે વસ્તુઓનો ત્યાગ આ વ્રતમાં થઈ શકે છે, જે જૈનોનો મુખ્ય આચાર છે માટે આવા પાપો ન કરવા જોઈએ અને જરૂરીઆત મુજબ પાપ કરવુ પડે તો પણ એવી ભાવના ભાવવી જોઈએ સસાર ચલાવવા માટે નાછૂટકે આવા પાપ કરવા પડે તો પણ દીલમા દુઃખ રહેવું જોઈએ તો પાપનો બધ પણ મદ પડે તો તે કર્મ સહેલાઈથી ભોગવાય

આઠમું વ્રત તો ફોગટ પાપથી બચવાનું છે જેમકે આપણે માસાહાર, દારૂ, શિકાર, વ્યભિચાર, ચોરી, પરસ્ત્રી-સેવન–જુગાર આ સાત વ્યસનોથી દૂર રહેવા માટે પચ્ચ-ખાણ કરવા તેમજ ખોટી ચિતારૂપ આર્તધ્યાન, ઈષ્ટ વસ્તુનો વિયોગ અનિષ્ટનો સંયોગ, રોગ અને તૃષ્ણા માટે શોક–ચિંતા વગેરે ન કરવા, મોજશોખમા પડી જઈ ઘણી વસ્તુ-ઓની જુદી જુદી વાનગીઓ જીભના સ્વાદ માટે બનાવવી આઈસ્ક્રીમ, સોડાલેમન, વગેરે તેમજ ચા–કોફી, તબાકુ–પાન વગેરેના વ્યસનો રાખવા, અત્તર વગેરે સુગધી પદાર્થોનો ઉપભોગ અને આસક્તિ, મકાન વગેરે ઘણી રીતે શણગારવા, બીનજરૂરી ફરનીચર ભેગુ કરવુ, નાટક–સીનેમા વગેરે જોવા રેડિયોના ગીતોમા તલ્લીનતા, મેચની કોમેન્ટ્રી સાભળવામા હર્ષ અને ખેદ—આ બધા પ્રમાદના આચરણોથી બચવુ તેમજ ઘી, તેલ, પાણી વગેરેના વાસણો ઉઘાડા રાખવા પણ ન જોઈએ તેની કાળજી રાખવી તેમજ હિંસા થાય

તેવા છત્રી, ચપ્પુ કાતર તેમજ ભાલા વગેરે શસ્ત્રો પણ જરૂર જેટલા જ વસાવવા અને મોટા શસ્ત્રો નો વસાવવા ન જોઈએ તથા કોઈને ખોટા વ્યસને ચઢાવી દેવાનો ઉપદેશ પણ ન આપવો અગર કોઈ મુશ્કેલીમા મુકાય તેવા કામ નહિ કરવાનો આ વ્રતનો ઉદ્દેશ છે તેમા અતિચારો પણ ન લાગે તેની કાળજી રાખવી (૧) કામવિકાર ઉત્પન્ન થાય તેવા પુસ્તકો ન વાંચવા અયોગ્ય ફોટાઓ ઘરમા ન રાખવા, પણ સુવાક્યો ભીત વગેરે જગાએ હોવા જોઇએ તેમજ આપણી બુદ્ધિ બગડે તેવુ વાતાવરણ ન રાખવું, (૨) અંગો વડે કુચેષ્ટા ન કરવી, બહુ શણગાર લાલી-લીપસ્ટિક વગેરે તથા પાવડર વગેરેથી શરીરની શોભા ખોટી રીતે કામ વધે તેમ ન કરવુ તેમજ નખરા ટાપટીપ વગેરેથી બચવુ, (૩) મોહ વધે એવા શબ્દો બોલવા નહિ તેમજ ગાળો ન દેવી, મેણા-ટોણા ન મારવા, લગ્નમાં ફટાણા વગેરે ન ગાવા તેમજ હાસી-મશ્કરી ન કરવી, (૪) શસ્ત્રો-હળ વગેરે જોડવા નહી ચપ્પુ વગેરે ખુલ્લા રાખવા નહી, (૫) જરૂર કરતા વધારે મકાન, ફરનીચર, કપડા, દાગીના, રમકડા વગેરે વસાવવા નહી તેમજ વધુ રાખવા નહી

નવમુ વ્રત સામાયિકનુ છે આપણે સિદ્ધ ભગવાનના સુખ જોઈ ગયા તેના આ સેપલો અથવા વાનગી છે જેમા શાતિનો અનુભવ ખાસ થાય છે અને તેટલા ટાઈમ પૂરતો પણ સંસારનો બોજો બીલકુલ હોતો નથી

સામાયિકમા પાપની બધી થાય છે તે પણ આ ના લોકના પાપથી બચી શકાય છે પૂર્વના પાપની નિંદા આત્માની સાક્ષીએ અને ગુરુ સમક્ષ પણ થાય છે અને પાપની ભાગી-દારીમાંથી રાજીનામુ આપવાનુ કામ છે સમ—સમભાવ. આય-લાભની વૃદ્ધિ સમભાવના લાભની વૃદ્ધિ. રૂઢાર્થ—એકાંત રીતે પાપના કામોથી બચવું ગુઢાર્થ—આત્મગવેષણા હુ કોણ ? મારૂ સ્વરૂપ શુ છે ? તેમા લીન થવું શાસ્રમા કહ્યુ છે આત્મા એ જ સામાયિક છે એવા ભાવો કેળવવા, ભાવાર્થ—આત્મ સ્વરૂપમા રમણતા, સમ્યક્‌જ્ઞાન દર્શન, ચારિત્રમા લીનતા, સત્યાર્થ—કર્મોની નિર્જરા અને અરિહંત બનવાની શરૂઆત આમ સામાયિક એ પ્રથમ શિક્ષાવ્રત છે તેનાથી જીવન કેટલું સુંદર બની શકે છે તે તો અનુભવીનુ કામ છે એકદરે સંસારની ઉપાધિમાંથી શાતિ મેળવવાનુ સ્થાન અને આત્માના વિકાસનું પહેલું પગથિયુ છે તેમાં અતિચારો લાગવાનો સંભવ હોવાથી મન, વચન, કાયાને કાબૂમા રાખવાના છે છતા સંસારના વેગમા ખેંચાઇ જવાથી અતિચારો લાગી ન જાય તેની કાળજી રાખવી છતાં લાગી જાય તેનું મિચ્છામિ દુક્કડં કરવું સંસારની ચાર વિકથાઓ, આહાર, ભય, મૈથુન, પરિગ્રહ વગેરે સંજ્ઞાઓ તેમજ વિધિસરના પાલનમા અતિક્રમ એટલે મન બગડ્યું હોય, વ્યતિક્રમ—પાપના સાધનો ભેગા કરવા, અતિચાર એટલે પાપ કરવા તૈયાર થવું અને અણાચાર એટલે પાપ કરવું આ રીતે મન—વચન—કાયાથી વીતરાગ પ્રભુની આજ્ઞા પ્રમાણે વર્તવા છતાં ભૂલ થઇ હોય તો મિચ્છામિ દુક્કડં લેવાનું

હોય છે વીતરાગ ભગવાને પણ પોતાના જ્ઞાનમા જોઈને જ વિચાર્યું કે સસારી જીવો પ્રમાદી હોય છે તેમા પણ થોડો ટાઇમ લઈને સામાયિક કરે ત્યારે સસારનો વેગ તેને સતાવે અને કઇ દોષ લાગે પણ ખરો પરતુ જ્યારે સારી પ્રેકટીસ થશે ત્યારે ભૂલો સુધરતી જશે અને ધીરે ધીરે પણ આગળ વધવાનું આ પહેલુ પગથિયુ છે એમ સમજીને સામાયિક હમેશ કરવી જોઇએ, જેથી શાતિ મેળવવાની શિખામણ તેમાથી મળી રહેશે

દસમુ વ્રત બીજુ શિક્ષાવ્રત છે તેમા એક દિવસ માટે છઠ્ઠા અને સાતમા વ્રતની મર્યાદા ટૂંકાવીને ઘણા પાપોથી બચી શકાય છે જીદગીભરના છઠ્ઠા વ્રતમા જે મોટી પરદેશ વગેરે નહી જવાની મર્યાદા કરી હોય તેમા ૨૪ કલાક માટે પોતાનુ ગામ-શહેર અગર જરૂરી ગામો જવાની છૂટ રાખી બાકીની બધી દિશાઓમા જવાની બધી કરવી અને તે ગામોમા જવાનુ થાય ત્યા પણ અમુક દ્રવ્યો ખાઇશ અમુક સચેત ચીજો ખાઇશ અમુક ઘરનુ જ ભોજન કરીશ વગેરે ચૌદ નિયમો દરરોજ સવારે ધારવાના તે પૈકી જેટલા અનુકૂળ હોય તેટલા ધારવા જોઇએ ઉપયોગ રાખી તેનુ પાલન કરી બીજે દિવસે સવારે તેને પાળી બીજા અનુકૂળતા મુજબ નવા પચ્ચખાણ કરવા આ રીતે વેપાર ધધો, ગામ પરગામ જવાનુ હોય તો પણ આ વ્રત દરરોજ થઈ શકે છે અને આ રીતે કરવુ જ જોઇએ આને વિશેષરૂપે કરવા માટે દયા પળાય છે તે પણ

સંસારની ઉપાધિમાંથી મુક્ત થઈ આખો દિવસ ખોરાક અનુકૂળતા મુજબ નિર્દોષ મેળવી ગત અને દિવસ ધર્મ-કરણીમા અને વાચન મનન અને ચર્ચા કરી ધર્મના તત્વોનો લાભ મેળવી શકાય છે તેમાં પણ ઉચ્ચ પ્રકાર તો ગોચરી કરી આહારપાણી લાવી કરાય તો ઘણો લાભ નિર્જરાનો મળી શકે છે અને સાધુ જીવનની પ્રેકટીસ પણ થાય છે.

અગીયારમુ વ્રત ત્રીજુ શિક્ષાવ્રત છે તેમા આહારપાણીનો ત્યાગ કરી આખો દિવસ અને રાત્રિ આત્માને ધર્મકરણીથી પોષવાનો હોય છે તેમા સોના ચાંદીના દાગીના પણ પહેરી શકાય નહી એકદરે આ વ્રત તદ્દન નિર્દોષ રીતે કરવાનુ હોય છે તેમા પોતાને વાપરવાના વસ્ત્રો ઘરેથી જાતે લઈ જઈ ઉઘાડા પગે પોષધશાળામાં જઈ કપડા–ગુચ્છો રજોહરણ ઝાડો પેશાબ કરવાની જગ્યા વગેરેનું પડિલેહણ કરી સામાયિક કરીએ તે રીતે લોગસ્સ સુધીના પાઠ ભણી-ગુરૂ હોય તો તેમની સમક્ષ અને ન હોય તો શ્રી મંદીર-સ્વામી ભગવાન સમક્ષ તિક્ખુતોના પાઠ સહિત વંદણા કરી અગીયારમું પોષધ વ્રત આચરવું અને પછી ત્રણ નમોત્થુણ કહી–ધર્મધ્યાનના વાચન મનન, વ્યાખ્યાન શ્રવણ વગેરે કરી આત્માને જ ધર્મકરણીથી પોષવાનુ આ વ્રત છે સવારે અને સાંજે પડિલેહણ કરી તે પછી ઇરિયાવહી અને ત્રીજા શ્રમણ સૂત્રના પાઠનો કાઉસગ્ગ કરવાનો હોય છે અને સુઈ ગયા પછી જાગીએ ત્યારે ચાર લોગ્ગસ અને પહેલા શ્રમણ સૂત્રનો કાઉસગ્ગ કરવાનો અને ૨૯

કલાક પુરા થયા પછી તે વ્રત પાળતી વખતે ચઉવિસથો ફરી સામાયિકના આઠમા પાઠની માફક પોષાના અતિચારો આલોવી–૧૮ દોષ વગેરે આલોવવાના હોય છે ૧૮ દોષમા છ આગલે દિવસે, પોષો કરવાનો છે માટે હજામત કરાવવી, બરાબર સ્નાન કરવું, સારૂં ભોજન કરવું વગેરે છ દોષ ન લાગે અને તે જ દિવસે પ્રતિલેખન વગેરેમા દોષ છ ન લાગે અને પારણાના દિવસે પણ આરંભ સમારંભ વગેરેના છ દોષ ન લાગે તેની કાળજી રાખવાની છે

બારમુ વ્રત અતિથિ સંવિભાગ વ્રત છે એટલે કે જેને આવવાની કોઇ તિથિ નક્કી નથી એવા સાધુ અતિથિ રૂપે ગોચરી વગેરે માટે પધારે ત્યારે અચેત અને ૪૨ દોષ વગરના આહાર પાણી વહોરાવીને નિર્જરાનો પ્રતિ-લાભ લેવાનો છે તે માટે ૧૪ પ્રકારના દાન, અન્ન, પાણી, મેવો, સુખડી, મુખવાસ, વસ્ત્ર પાત્રા, કામળી, રજોહરણ આ આઠ પ્રકારની ચીજો સાધુએ લઇ લેવાની હોય છે બાકીની છ ચીજો સાધુ જરૂર પ્રમાણે લઈ તેનો ઉપયોગ કરી વધે તેને પાછી પણ આપી શકે છે બાજોઠ, પાટીઉ, રહેવાની જગા દર્ભાદિ સંથારો અથવા પથારી માટે ઘાસ, એક ચીજનું ઔષધ, સુઠ વગેરે ઘણી ચીજોની બનેલી દવા તે ભેષજ આમ ૧૪ પ્રકારના દાન આપી શકાય છે તેમા ધ્યાન રાખવુ જોઇએ કે સચેત વસ્તુ ઉપર કે નીચેની અચેત વસ્તુ વહોરાવાય નહીં બગડી ગયેલી વસ્તુ અપાય નહીં પોતે સુઝતા હોય તો પોતે જાતે જ લાભ

લેવો જોઈએ બીજાને કહે કે તમે વહોરાવી દો એમ કરવાથી લક્ષ્મી ચાલ્લો કરવા આવી ત્યારે મોઢુ ધોવા જવા જેવુ છે અને સાધુ સાધ્વીઓનો લાભ મળતો હોય ત્યારે મારે ત્યાં બધી જ જોગવાઈ હોય છે એવુ અભિમાન પણ કરવું નહિ આ પાચ અતિચારો લાગવા દેવા નહિ પોતાનું પરમ સૌભાગ્ય હોય ત્યારે જ આવા પવિત્ર આત્માના પગલા થાય, કદાચ અસુઝતુ થઇ જાય તો તે દિવસે કોઈ પણ એક વિગય અગર મનગમતી વસ્તુનો ત્યાગ કરવો અને તેઓ કાઇપણ શિખામણ દે તો તેનો યોગ્ય અમલ કરવો, આ રીતે આ વ્રત મહા ઉપકારી છે ભગવાન મહાવીરના ૨૭ ભવોમા પહેલા નયસારના ભવમા અચાનક મુનિનો લાભ મળવાથી તે જીવ અનુક્રમે તીર્થંકર થયો આવો મહાન લાભ આ વ્રતમાં છે

હવે આ બારે વ્રતો સરળતાથી આદરી શકાય છે પ્રથમ સમકિતમાં રાગદ્વેષને સર્વથા જીતનાર અરિહંત અને આઠ કર્મથી મુક્ત નિરંજન નિરાકાર એવા સિદ્ધ ભગવાન એ બન્ને જ મારા દેવો છે પાચ મહાવ્રત, પાચ સમિતિ, ત્રણ ગુપ્તિના પાળનાર નિર્ગ્રંથો જ અમારા ગુરુદેવો છે અને વીતરાગે પ્રરૂપેલા દાન, શિયલ, તપ અને ભાવને યથા સ્વરૂપે હું ધર્મ માનીશ અને શ્રદ્ધા કરીશ તે સિવાય રાગદ્વેષવાળા દેવી–દેવતા, એવા કુદેવ, કુગુરુને આત્મસાધક તરીકે માનીશ નહીં અને કુધર્મ જેમા આરભ સમારભ વગેરે પાપ થતા હોય તેને ધર્મ તરીકે પણ માનીશ નહીં,

આવી શ્રદ્ધા ટકાવવા માટે પંચ પરમેષ્ટીનો યોગ મળશે તો **સંત સમાગમ દરરોજ અગર મહિનામાં અમુક દિવસ કરીશ. શ્રી નવકાર મંત્રની દરરોજ એક માળા ગણીશ અને દરરોજ વીતરાગની વાણી સમજાય તેવા પુસ્તકો વાંચીશ, એવા નિયમ લેવા જોઇએ.**

પહેલા વ્રતમાં ત્રસ જીવોને જાણીબુઝીને મારીશ નહીં અને સ્થાવરની પણ બનશે તેટલી દયા પાળીશ બીજા વ્રતમા કોઇને વિશ્વાસઘાત કરી છેતરવા માટે જુઠું બોલીશ નહી. ત્રીજા વ્રતમા પોતાના હક્ક વગરની કોઈ પણ ચીજ લઈશ નહિ અને અચાનક મળી જાય તો તેના માલિકને પાછી આપીશ અને માલીક ન મળે તો તેમાંથી અમુક ભાગ ધર્માદામાં વાપરી બાકીની પોતાના પરિગ્રહમાં ગણીશ ચોથા વ્રતમાં પરણેલ સ્ત્રી કે પુરુષ સાથે પણ મર્યાદાવાળું જીવન બનાવીશ પાંચમા વ્રતમા નવ પ્રકારના પરિગ્રહની મર્યાદા કરીશ, છઠ્ઠા વ્રતમા દેશ દેશાવરની મર્યાદા કરીશ, સાતમા વ્રતમા દરરોજ—મહિને—વરસે અગર જાવજીવ ૨૬ બોલની મર્યાદા કરીશ અને પંદર કર્માદાનનો પણ મુખ્યત્વે ત્યાગ કરીશ આઠમા વ્રતમાં વ્યસનો અને મોજશોખની ચીજોનો જેટલો ત્યાગ થાય તેટલો કરીશ અને ઉપયોગમા લેવાની ચીજોમા પણ પુરેપુરી કાળજી પાપથી બચવા માટે રાખીશ. નવમા વ્રતમા દરરોજ એક અગર વધુ અથવા એક મહિનામા અગર એક વરસમાં આટલી સામાયિક કરીશ દસમા વ્રતમાં અમુક નિયમો દરરોજ ધારીશ અને નિવૃત્તિ લઈ અમુક

દિવસોએ વરસમાં દયા પાળીશ અગીઆરમું પોષધ વ્રત પણ એક વરસમાં આટલા કરીશ બારમા વ્રતમા જમતી વખતે વહોરવવાની ભાવના રાખીશ અને યોગ મળશે ત્યારે અંતરના ઉત્સાહપૂર્વક નિર્દોષ વસ્તુઓ વહોરાવીશ તે દિવસ–ઘડી–પળને ધન્ય માનીશ

આમ બારે વ્રતો સંક્ષેપમાં પણ આચરી શકાય અને વિસ્તારથી પણ આચરી શકાય છે ગમે તે રીતે પણ વ્રતો આદર્યા સિવાય એક દિવસ પણ જાય તે આપણને મહાન ખોટ સમાન છે એમ સમજી વહેલામા વહેલી તકે વ્રતો આદરી શકાય છે. તેમા ધંધા રોજગાર અને વહેવારમા પણ કાઈ વાધો આવતો નથી ફક્ત ઉપયોગ થોડો થોડો હંમેશ રાખવો પડે છે અને કાળજી રાખવાથી વ્રતો સારી રીતે પાળી શકાય છે, છતા કોઈ ભૂલ થઈ જાય તો તેનું પ્રાયશ્ચિત્ત પણ વહેલી તકે લઈ શુદ્ધ થઈ શકાય છે

આમ સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકાઓને શ્રી નવકાર મંત્રની આરાધના પોતાની અનુકૂળતા મુજબ હંમેશ કરવાની રીત બતાવી છે તે મુજબ કરતા કરતા આયુષ્ય પુરું થાય ત્યારે અથવા કોઈ ઍકસીડન્ટના સમયે અગર બીમારીના સમયે મનની સ્થિરતાની પ્રેકટીસ થઈ હોય તો જીવન-પર્યંત સંથારો કરી શકાય અને એટલી સ્થિરતા ન હોય એમ લાગે તો સાગારી સંથારો તો જરૂર કરવો જોઈએ તેમા "આહાર, શરીર ને ઉપધિ, પચ્ચક્ખું પાપ અઢાર,
મરણ આવે તો વોસિરૂં, જીવુ તો આગાર"

હિતકારી બને છે (૩) કમ્મિયા–જેમ કામ કરતા જાય તેમ બુદ્ધિ વધે તે Practice makes a man Perfect આમ વિનય વડે શુભ ક્રિયાઓ કરતા બુદ્ધિ વધવાથી આત્માનું શ્રેય થાય છે (૪) પરિણામિયા–ઉમર વધે તેમ અનુભવ વધતો જાય છે તેથી સારા કામો સરળતાથી કરી શકે છે આ બુદ્ધિનો ખજાનો જે આત્મામા જાગૃત થયો છે, તે પોતાના અધ્યવસાયો મતિજ્ઞાનનો ચોથો ભેદ જે ધારણા છે તે ખજાનાથી જ કોઇને ઉપદેશ આપી શકાય છે આ ઉપદેશ આપવાની શક્તિ તે શ્રુતજ્ઞાન છે શ્રુતજ્ઞાનના ૧૪ ભેદો શ્રી નંદીજીસૂત્રમાં છે ભગવાનની વાણીને ૧૪ ભેદમા મૂખ્યત્વે સમશ્રુત તરીકે કહેલ છે આ બધુ જ સમશ્રુત શ્રી નવકારમંત્રની પુષ્ટિ જ છે પાંચે જ્ઞાનોમાં શ્રુતજ્ઞાન એ મહાઉપકારી છે બલકે કેવળજ્ઞાન એ પુત્ર છે અને શ્રુતજ્ઞાન એ પિતા છે ચાર જ્ઞાનો તો મુંગા છે પોતાને જ ગુણ કરનાર છે પરંતુ શ્રુતજ્ઞાનનો સહારો પોતાને પણ મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની બનાવે છે અને ઉપદેશથી ઘણા જીવોને ઉપકાર કરનારૂ બને છે તે શ્રુતજ્ઞાનનો ઉપયોગ વાંચના, પુચ્છણા પરિયટ્ટણા, અણુપ્પેહા અને ધર્મકથાથી થઈ શકે છે જેને લીધે જ જીવનુ અજ્ઞાન અને મિથ્યાત્વરૂપ અંધકાર નાશ પામે છે

આમ મતિ અને શ્રુતમા જીવ જ્યારે વિશેષ રસ લેતો થાય છે ત્યારે અધ્યવસાયો વિશેષ શુદ્ધ થતાં કોઈ જીવને અવધિજ્ઞાન થાય છે ત્યારે તે જ્ઞાનમાં ઇન્દ્રિયોની

મદદ લીધા વિના આત્મસાક્ષાત્કાર રૂપે અવધિ એટલે અમુક હદ સુધી તે રૂપી પદાર્થોને જાણી દેખી શકે છે અને તેનો સદ્ઉપયોગ કરવાથી શ્રુતજ્ઞાનની શક્તિ વધે છે આ અવધિજ્ઞાનના છ ભેદો છે તે અન્ય સૂત્રોમાથી જાણી લેવા તેમા જ્યારે પરમ અવધિજ્ઞાન હોય છે તે આવેલું કદી નષ્ટ થતું નથી પરંતુ કેવળજ્ઞાન પામવા સુધી તે હોય છે આવું પરમ અવધિજ્ઞાન મુખ્યત્વે તીર્થંકરો જેવાને હોય છે આ ત્રણે જ્ઞાનો શ્રી નવકાર મંત્રના પ્રતાપે જીવ પામી શકે છે

પરંતુ જ્યારે શ્રી નવકારમંત્ર ઉપર શ્રદ્ધા હોતી નથી અને તેમા અમુક અશે પણ ઓછુ અધિક કે વિપરીત માન્યતા હોય છે ત્યારે આ ત્રણે જ્ઞાનો અજ્ઞાનરૂપે જીવને હોઈ શકે છે શ્રી નવકાર મંત્રના મૂળ-૩૫ અક્ષરો જ છે. શ્રી ભગવતીજી વગેરે સૂત્રોમા પાચ પદો ૩૫ અક્ષરના છે તેમા શ્રદ્ધા ન રહે ત્યારે બીજા મત્રોની ભાવના જાગે છે શ્રી રત્નાકર પચીસીમા પણ કહેલ છે કે, "નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને " આ રીતે અન્ય મત્રો તરફ લક્ષ જવું એ શ્રી નવકાર મત્ર ઉપર શ્રદ્ધાની ખામી છે એ ખામી આગળ વધી જાય તો સમકિત ટકી શકતું નથી તેથી મતિજ્ઞાન શ્રુતજ્ઞાનની જગાએ મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન બની જાય છે

આ નવકાર મત્ર બાબતે સિદ્ધસેન દિવાકરે ગુરૂને પૂછ્યું કે આપની આજ્ઞા હોય તો હું નવકાર મંત્રની

અવધિજ્ઞાનવાળાને પણ કોઈ આશ્ચર્ય જેવી વાત લાગે છે ત્યારે ચાલ્યુ પણ જાય છે અગર વિભગજ્ઞાનરૂપ અજ્ઞાનમા પરિણમે છે એટલે શ્રદ્ધા ભ્રષ્ટ થઈ જાય છે આ અજ્ઞાન એ ખાસ શ્રી નવકાર મંત્ર ઉપરની અશ્રદ્ધાનું મુખ્ય કારણ છે તેને કારણે જીવ વાવન્ન અથવા સમકિત ભ્રષ્ટ બની જાય છે તેના સગથી પણ દૂર રહેવા માટે સમકિતના પાઠમા "વાવન્ન કુદસણ વજ્જણા" એ પ્રમાણે કહેલ છે હવે શ્રી નવકાર મત્રની શ્રદ્ધા કેવી રીતે ટકાવવી તે દરેકે વિચારવાનુ છે

ચોથુ જ્ઞાન મનઃપર્યવ છે તે તો લબ્ધિધારી સંતોને જ થઈ શકે છે તેમા અજ્ઞાન હોતુ જ નથી કારણ કે લબ્ધિધારી સતો શ્રી નવકાર મંત્રના પ્રતાપે જ બન્યા હોય છે જેથી તેમનુ સમકિત પણ ખૂબ દૃઢ હોય છે. અને આ જ્ઞાન વડે સાધુ સંજ્ઞી પંચેદ્રિય જીવો જે અઢી દ્વીપમા છે તેમના મનના બધા ભાવો જાણવાની શક્તિ ધરાવે છે છતા આ ચારે જ્ઞાનો ક્ષયોપશમિક છે એટલે કે પુરેપુરા નહીં, અને ઉપયોગ મુકે ત્યારે જ જાણી શકે ચશ્માની માફક છે ચશ્માવાળો ચશ્મા ચઢાવે ત્યારે જ દેખી શકે તેમ આ જ્ઞાનનો ઉપયોગ મુકે તો જ જાણી શકે

જ્યારે શ્રી ગૌતમ સ્વામી આણંદ શ્રાવક પાસે ગયા ત્યારે ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના જાણકાર હતા તો પણ જ્યારે આણદ શ્રાવકે અવધિજ્ઞાન વિષે વાત કરી ત્યારે તેમને શકા ગઈ અને તે શંકાનુ નિવારણ ભગવાન મહાવીરે

કર્યું ત્યારે તરત જ પોતાની ભૂલ કબુલ કરી આહાર પાણી લાવેલા તે કર્યા વિના ખમાવવા ગયા તેમની પાસે મન. પર્યવ જ્ઞાન હતુ તેનો ઉપયોગ મુકયો હોત તો તો ત્યા જ ખબર પડી જાત, પણ ઉપયોગ નહી મુકવાથી આમ બન્યું આ રીતે ચારે જ્ઞાનો ક્ષયોપશમિક છે એટલે આવેલા જતા પણ રહે એટલે જો તેને સાચવીએ તો જ ટકી શકે જેમ આપણે અભ્યાસ કરીએ છીએ ત્યારે વચમા આળસ કર્યું તો તે જ્ઞાન જતું રહે છે તેમ આ ચાર જ્ઞાનોમા પણ મતિ અને શ્રુત જ્ઞાનને ખાસ સાચવવાની જરૂર છે તે ક્ષયોપશમ રૂપે વધારેમા વધારે ૬૬ સાગરોપમથી થોડું વધારે ટકી શકે છે અને તે દરમિયાન ક્ષાયક સમકિત થઈ જાય તો છેવટે કેવળજ્ઞાનરૂપ ક્ષાયક જ્ઞાન થાય છે આ કેવળજ્ઞાનરૂપ ફળ તો ભરત ઈરવત ક્ષેત્રમા ત્રીજા ચોથા આરામા જ અને મહાવિદેહ ક્ષેત્રમ' તો હ મેશ મળવાની શકયતા રહે છે પરંતુ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનરૂપ ફળ તો ગમે ત્યારે જીવને શ્રી નવકાર મ ત્ર ઉપરની શ્રદ્ધાથી જ મળી શકે છે આ તેનુ તાત્કાલિક ફળ અજ્ઞાનરૂપ અ ધકાર નાશ થવાનુ છે તેવુ ફળ પામીને આગળ વધવાનું છે જો આગળ વધવામા આળસ કે પ્રમાદ કર્યો તો આવેલા જ્ઞાન પણ ચાલ્યા જાય છે છતા પણ એક વખત સમકિત પામેલા જીવનું કદાચ પતન થાય તો પણ અર્ધ પુદ્ગલ પરાવર્તન જેટલા ટાઈમમા તો તેનો ઉદ્ધાર થાય છે જ આ જ નવ-કાર મંત્રનુ તાજું ફળ છે

આ પ્રમાણે તાજુ ફળ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન-પામ્યા તેનું પરપરા ફળ કેવળજ્ઞાન છે પરંતુ આ જ ભવમા કેવળ જ્ઞાન વગેરેના સેપલોનો અનુભવ કરતા કરતાં એટલે કે વ્રત નિયમોનો સહારો લેતા લેતા ક્રોધ, માન, માયા, લોભ જે ચારિત્રના ખાસ દુર્ગુણો છે તે ઘટતા જાય છે અને જેમ જેમ ઘટતા જાય છે તેમ તેમ જીવને શાતિ અને આત્મિક આનદ વધતા જાય છે અને જીવન પણ એવું સુંદર બને છે કે દુનિયા માટે પણ આદર્શ રૂપ બની જાય છે અને તેને મરણનો પણ ડર હોતો નથી પરતુ મૃત્યુ પણ તેને માટે મહોત્સવ રૂપ હોય છે

એક જગાએ મોટી સભા ભરાઈ હતી કેટલીય ચર્ચા-વિચારણાઓ અને પ્રશ્નો થતા હતા તેવા સમયે ત્યાથી એક મૃત્યુ પામેલા માણસને ઠાઠડીમા બાધી લોકો લઈ જતા હતા ત્યારે એક ચતુર માણસે સભાજનોને પ્રશ્ન કર્યો કે આ જેને ઠાઠડીમા લઈ જવાય છે એ જીવતો છે કે મરેલો ? બધા વિચારમા પડી ગયા કે મરી ગએલો હોય તેને જ ઠાઠડીમા લઈ જવાય છતા આમ કેમ પૂછે છે ?" છેવટે પ્રશ્ન કરનારને જ બધાએ કહ્યું કે તમે જ કહો ત્યારે તે કહે છે કે આ જગતમાં જન્મ પામી સુંદર જીવન જીવી પરોપકારના કામો કરી, ભલે આ દેહમાંથી તે જીવ બીજી જગાએ ઉત્પન્ન થાય છે. પરંતુ અહીંયા તેની યાદગીરી લોકોના સ્મૃતિપટ પર જીવતી છે બલકે મુઆ પછી પણ લોકો જેને ભૂલે નહીં તે ખરેખર મરી ગયો 'નથી' પણ અમર છે વળી તે બધાને કહે છે કે—

કર્યું ત્યારે તરત જ પોતાની ભૂલ કબુલ કરી આહાર પાણી લાવેલા તે કર્યો વિના ખમાવવા ગયા તેમની પાસે મન પર્યવ જ્ઞાન હતું તેનો ઉપયોગ મુકયો હોત તો તો ત્યા જ ખબર પડી જાત, પણ ઉપયોગ નહીં મુકવાથી આમ બન્યું આ રીતે ચારે જ્ઞાનો ક્ષયોપશમિક છે એટલે આવેલા જતા પણ રહે એટલે જો તેને સાચવીએ તો જ ટકી શકે જેમ આપણે અભ્યાસ કરીએ છીએ ત્યારે વચમા આળસ કર્યું તો તે જ્ઞાન જતુ રહે છે તેમ આ ચાર જ્ઞાનોમા પણ મતિ અને શ્રુત જ્ઞાનને ખાસ સાચવવાની જરૂર છે તે ક્ષયોપશમ રૂપે વધારેમા વધારે ૬૬ સાગરોપમથી થોડું વધારે ટકી શકે છે અને તે દરમિયાન ક્ષાયક સમકિત થઈ જાય તો છેવટે કેવળજ્ઞાનરૂપ ક્ષાયક જ્ઞાન થાય છે આ કેવળજ્ઞાનરૂપ ફળ તો ભરત ઈરવત ક્ષેત્રમા ત્રીજા ચોથા આરામા જ અને મહાવિદેહ ક્ષેત્રમા તો હમેશ મળવાની શકયતા રહે છે પરંતુ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનરૂપ ફળ તો ગમે ત્યારે જીવને શ્રી નવકાર મ ત્ર ઉપરની શ્રદ્ધાથી જ મળી શકે છે આ તેનું તાત્કાલિક ફળ અજ્ઞાનરૂપ અ ધકાર નાશ થવાનું છે તેવુ ફળ પામીને આગળ વધવાનુ છે જો આગળ વધવામા આળસ કે પ્રમાદ કર્યો તો આવેલા જ્ઞાન પણ ચાલ્યા જાય છે છતા પણ એક વખત સમકિત પામેલા જીવનું કદાચ પતન થાય તો પણ અર્ધ પુદ્ગલ પરાવર્તન જેટલા ટાઇમમા તો તેનો ઉદ્ધાર થાય છે જ આ જ નવકાર મંત્રનુ તાજુ ફળ છે

આ પ્રમાણે તાજુ ફળ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન- પામ્યા તેનું પરંપરા ફળ કેવળજ્ઞાન છે પરંતુ આ જ ભવમા કેવળજ્ઞાન વગેરેના સંપલોનો અનુભવ કરતા કરતાં એટલે કે વ્રત નિયમોનો સહારો લેતા લેતા ક્રોધ, માન, માયા, લોભ જે ચારિત્રના ખાસ દુર્ગુણો છે તે ઘટતા જાય છે અને જેમ જેમ ઘટતા જાય છે તેમ તેમ જીવને શાંતિ અને આત્મિક આનંદ વધતા જાય છે અને જીવન પણ એવું સુંદર બને છે કે દુનિયા માટે પણ આદર્શ રૂપ બની જાય છે અને તેને મરણનો પણ ડર હોતો નથી પરંતુ મૃત્યુ પણ તેને માટે મહોત્સવ રૂપ હોય છે

એક જગાએ મોટી સભા ભરાઈ હતી કેટલીય ચર્ચા- વિચારણાઓ અને પ્રશ્નો થતા હતા તેવા સમયે ત્યાંથી એક મૃત્યુ પામેલા માણસને ઠાઠડીમાં બાંધી લોકો લઈ જતા હતા ત્યારે એક ચતુર માણસે સભાજનોને પ્રશ્ન કર્યો કે આ જેને ઠાઠડીમા લઈ જવાય છે એ જીવતો છે કે મરેલો ? બધા વિચારમાં પડી ગયા કે મરી ગએલો હોય તેને જ ઠાઠડીમા લઈ જવાય છતા આમ કેમ પૂછે છે ? છેવટે પ્રશ્ન કરનારને જ બધાએ કહ્યું કે તમે જ કહો ત્યારે તે કહે છે કે આ જગતમાં જન્મ પામી સુંદર જીવન જીવી પરોપકારના કામો કરી, ભલે આ દેહમાંથી તે જીવ બીજી જગાએ ઉત્પન્ન થાય છે. પરંતુ અહીંયા તેની યાદગીરી લોકોના સ્મૃતિપટ પર જીવતી છે બલકે મુઆ પછી પણ લોકો જેને ભૂલે નહીં તે ખરેખર મરી ગયો 'નથી પણ' અમર છે વળી તે બધાને કહે છે કે—

“ જન્મી ઘણા આ વિશ્વમાં આવ્યા તેવા જાય છે,
　　પરમાર્થ કાંઈ કીધુ નહિ તે પાપ લઈને જાય છે,
પ્યારા પ્રભુને ભેટવાનો લાભ કોને થાય છે?
　　જેની મતિ દુષ્ટ કર્મથી સત્કર્મમા બદલાય છે ”

જેણે નવકાર મંત્રનું શરણું લીધું તેની મતિ હંમેશા સત્કાર્યો કરવામા જ તત્પર રહે છે આ જ તેનું ફળ જીંદગીભર શાંતિ અને સત્કાર્યોમા રસ અનુભવાય છે, અને મરી જાય તો પણ લોકો ભૂલતા નથી

મૃત્યુ પણ નજીક હોય ત્યારે અગર ગમે ત્યારે પણ તે ૩૦ સુંદર ભાવનાઓ ભાવે છે

## સમાધિ મરણની ૩૦ ભાવનાઓ

(૧) અહો! અનંત પરમાણુ પુદ્ગલોના સમુહનુ બનેલુ આ શરીર જોતજોતામા પ્રલય થાય છે અહો આ પુદ્ગલોની કેવી વિચિત્રતા? (૨) “અધ્રુવે અસાસયમ્મિ” પુદ્ગલપિંડ અનિત્ય અને નાશવંત છે તેનો મેં ખ્યાલ જ ન કર્યો? (૩) જેમ કોઈ મેળો વિખરાઈ જાય તેમ કુટુંબ રૂપી મેળો વિખરાઈ જાય તેમા ફીકર શાની? (૪) જગતનો કોઈ કર્તા નથી સર્વ સંયોગ વિયોગ કર્મના સ્વભાવ અનુસાર થયા કરે છે (૫) હુ ચૈતન્ય એટલે જ્ઞાનનો પુંજ અખંડ અવિનાશી છું શરીર નાશવંત છે તેનો કર્તા અને ભોક્તા પણ હું જ છું મારા આત્માનો નાશ નથી નાશવંત શરીરની ચિંતા શા માટે? (૬) અહો! આટલા દિવસ

હું શરીરને મારૂં માનતો હતો પરંતુ મારી ઈચ્છા વિનાજ મારા કટ્ટર શત્રુ રોગ વૃદ્ધાવસ્થા તેમજ મૃત્યુ ભેટવા આવ્યું આવા સ્વામીદ્રોહી શરીરને મારૂ કેમ મનાય ? (૭) હે ભોળા જીવ ! આ શરીરના માતા પિતા પુત્ર પુત્રી વગેરે સ્વજનો છે પણ આત્મા જતો રહેશે પછી કોઈ રાખશે ખરૂં ? માટે કુટુંબ અને સ્નેહીઓની મમતા છોડ અને તારા નિજ સચ્ચિદાનંદ સ્વભાવમાં રમણ કર (૮) રે આત્મન ! આ શરીર અને સંપદા ઈંદ્રજાળ સમાન છે બાલપણ કોમળ, યુવાનીમાં મસ્તી અને ઘડપણમાં અથવા રોગ આવે ત્યારે કેવું બિહામણું અને દુર્ગંછા લાયક બની જાય છે કે પોતાને પણ ગમતુ નથી અને સ્વજનો પણ સેવા કરતા કંટાળી જાય છે છતા સ્વજનોનો અને આ શરીરનો મોહ કેમ છુટતો નથી ? (૯) જે જીવે છે તે મરતો નથી, મરે છે તે શરીર છે મૃત્યુ આત્માનો નાશ કરી શકતુ નથી શરીરરૂપી પુદ્દગલ તો ક્ષણે ક્ષણે ઘસાતું જાય છે પરંતુ આત્મા તો જેવો છે તેવો છે જ અને રહેવાનો પછી મૃત્યુનો ભય શા માટે? (૧૦) જીવ અગ્નિથી બળતો નથી પાણીમાં ડુબતો નથી વાયુથી ઉડતો નથી તેમજ કોઇ વસ્તુથી ગ્રહણ કરી શકાતો નથી તેથીજ હું ચૈતન્યવંત અમૂર્ત હોવા છતાં પણ અધિક સત્તાવાળો છું પછી મારે ભય કોનો ? (૧૧) જેમ શ્રીમંતના પુત્રના બન્ને ગજવામા મેવા ભરેલા હોય છે ગમે ત્યાં હાથ નાખે ત્યાંથી મેવા જ મળવાના છે તે વિચારે કે જીવીશ તો સંયમ પાળીશ

અને મરીશ તો સ્વર્ગ કે મોક્ષના સુખ મળશે (૧૨) જેમ કોઈ શ્રીમંત બને છે ત્યારે નાના અગવડવાળા ઘરનો ત્યાગ કરી મોટી હવેલીમાં હર્ષપૂર્વક રહેવા જાય છે, તેમ મારો આત્મા તપ સંયમથી શ્રીમંત બન્યો છે તેથી હાડ માંસનું શરીર છોડી, ઈચ્છા મુજબ રૂપ કરી શકાય તેવા દેવતાઈ મહેલોમાં પહોચાડનાર મૃત્યુ કેટલું ઉપકારી છે ? માટે હર્ષપૂર્વક આ દેહનો ત્યાગ કરૂ (૧૩) જેમ વાણીયો કષ્ટ વેઠી વેપાર માટે માલ ભેગો કરે છે તેને એવી રીતે સાચવે છે કે બગડે નહીં, પરંતુ જ્યારે તેજી આવે છે તે વખતે માલ વેચે તો જ લાભ મળે છે તેમ આ શરીર વડે કષ્ટ વેઠી તપ સંયમ અને ધર્મ રૂપી માલનો સંગ્રહ કર્યો છે અને આત્માને દોષથી બચાવ્યો છે તો મૃત્યુરૂપી તેજીનો ભાવ આવ્યો છે ત્યારે દેવતાઈ સુખો કે મોક્ષના સુખનો લાભ મેળવતા દુખ કેમ હોઈ શકે ? તો હવે શરીરની મમતા છોડીશું તો જ પુરો લાભ મળશે (૧૪) દિવસભર કરેલી મજુરીનુ ફળ શેઠ આપે છે તેમ જીંદગીભરની મજુરીનુ ફળ મૃત્યુ રૂપી શેઠ જ આપશે માટે મૃત્યુનો આદર કરવો જોઈએ (૧૫) જેમ કોઇ રાજાને બીજા રાજાએ પકડી કેદમા પૂર્યો છે તેનો કોઈ મિત્ર રાજા સેના સહિત આવીને રાજાને છોડાવે તેમ ચૈતન્ય રૂપી રાજાને કર્મોએ સંસારની જેલમા પૂર્યો છે ત્યારે મૃત્યુ રૂપી મિત્ર રોગરૂપ સેનાથી સજ્જ થઈ મને છોડાવે છે તો તેને ઉપકારી માની સમભાવથી આદર કરો. (૧૬) ભૂતકાળમા

સ્વર્ગ મોક્ષના સુખો જે જીવોએ પ્રાપ્ત કર્યા છે તે સમાધિ-
મરણ અથવા નવકાર મંત્રની શ્રદ્ધાના પ્રતાપે જ માટે હે
સુખના અર્થી આત્મા તારે પણ સમાધિપૂર્વક મરવુ
ઉચિત છે (૧૭) કલ્પવૃક્ષની છાયામા બેસી સારી કે ખરાબ
ઇચ્છા કરે તેવા ફળ મળે છે તેવી જ રીતે મૃત્યુ પણ કલ્પ-
વૃક્ષ સમાન છે તેની છાયામાં બેસી મૃત્યુ સમયે વિષય
કષાયની ઈચ્છા કરીશું તો બુરા ફળ મળશે અને સમભાવ-
પૂર્વક શ્રી નવકારમંત્રની આરાધના ઇચ્છાપૂર્વક સમાધિ
ભાવે કરીશું તો સ્વર્ગ કે મોક્ષના સુખો મળશે માટે
મૃત્યુ વખતે શુદ્ધ અને શુભ ભાવ કેમ ન રાખવો ? (૧૮)
અશુચિથી ભરેલા, મળ–મૂત્ર જેવી અપવિત્ર વસ્તુ ઝરતા આ
ઉદારીક શરીરના ફંદાથી છોડાવનાર અને અશરીરી કે
દિવ્ય શરીરી બનાવનાર મૃત્યુનું સ્વાગત કેવુ કરવું જોઇએ ?
(૧૯) જેવી રીતે મહાત્મા અનેક દલીલો કરી શરીર ઉપરની
મમતા ઘટાડે છે તેવી રીતે રોગ પણ મને પ્રત્યક્ષ ઉપદેશ
આપે છે કે હે જીવ ! આ શરીર તારૂ નથી માટે મમતા
ન રાખ (૨૦) જે શરીરને પ્રાણથી પણ પ્યારૂં માની પોષ્યુ
તેને માટે લુબ્ધ થયો તેજ શરીર કેવો દગો દે છે ? કેટલાય
ઉપચારો કરતા રોગ મટતો નથી તો હવે આત્માને પોષ
(૨૧) હે જીવ ! રોગથી ગભરાઈશ નહી તે રોગ તારી
ભૂલોનુ પરિણામ છે તે મટાડવા કર્મો ન બાધ, કર્મનો છેડો
આવશે ત્યારે જ મટશે અગર તો જીનેદ્ર જેવા પરમ વૈદ
કર્મ ઘટાડવાની દવા શ્રી નવકાર મંત્ર બતાવેલ છે તેનું
સાચી શ્રદ્ધાથી સેવન કર તો કર્મ હઠશે અને રોગ મટી

પણ જાય, અને કદાચ મૃત્યુ આવે તો પણ સમાધિ મરણ (૨૨) જો વેદના વધે તો એમ માનવું કે વધુ નિર્જરા થશે જેમકે સોનું જેટલો તાપ સહન કરશે તેટલુ જલ્દી વિશુદ્ધ બનશે તીવ્ર વેદના સમયે સમભાવ રાખીશું તો જ કઠણ કર્મો નાશ થશે અને નવા બંધાશે નહિ તેજ આત્માની શુદ્ધિ (૨૩) ગજસુકુમારે અંગારાની મહાવેદના સમભાવે સહન કરી, ખંધકજીની ચામડી ઉતારી, મેતાર્ય મુનિએ વાધરની વેદના સહન કરી ત્યારે મુક્તિ મળી, તારી વેદના આવી તો નથી ને ? (૨૪) તે નરકમાં ૧૦ પ્રકાર મહાવેદના અને તેમા પરમાધામીના માર, તિર્યંચમાં ભૂખ તરસ અને ભય દેવ-તાઓમા પણ ગુના કરી ઇન્દ્રના વજ્રના પ્રહારો વગેરે દુઃખો પરવશે વેઠ્યા છે તેની સરખામણીમા આ દુઃખ કેટલું ? અને અત્યારે સમભાવ રાખીશ તો અનંતી નિર્જરા, કેટલો લાભ મનુષ્ય જીવનનો ? માટે સમભાવ રાખી સુખી બનો (૨૫) સંસારમા કરજદાર નમ્ર બને અને ઓછી રકમ આપે તે પણ લેણદાર ખાતુ ચુકતે કરી દે છે અને ઉદ્ધતાઈ કરે તો વ્યાજ વકીલની કોર્ટની ફી વગેરે ભરવી પડે છે માટે તપ રૂપ ઉદીરણા કરીને કર્મ ખપાવો અગર ઉદય આવે ત્યારે નમ્ર બનો (૨૬) કરેલા કર્મો જીવને પોતાને જ ભોગવવા પડે જ અને આત્મા જ કર્મ ખપાવવા સમર્થ છે તો કર્મ બદલો લે ત્યારે હિંમત પૂર્વક ચુકવી દો (૨૭) બુદ્ધિવાન વાણિયો મહા મૂલ્યવાન વસ્તુ સસ્તી મળે તો કેટલા ઉમંગ પૂર્વક લઇલે તેમ સ્વર્ગ મોક્ષના મહા મૂલ્યવાન સુખો સમાધિ મરણથી જ મળી શકે છે તો સમભાવ લાવવામા કેટલો

ઉમંગ આવવો જોઇએ (૨૮) જેમ સૈનિક શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કરી તે સાધનોથી સજ્જ રહે તો જ યુદ્ધમા શત્રુનો પરાજય કરી શકે છે તેમ આટલા દિવસ જ્ઞાનાભ્યાસ તેમજ તપ સંયમની પ્રેકટીસ કરી છે તે સિદ્ધ કરવાનો અવસર પ્રાપ્ત થયો છે તો સમભાવ રૂપી સાધનોથી સજ્જ થઈ કર્મશત્રુનો પરાજય કરી સુખી થા (૨૯) જેનો પરિચય વધુ હોય તેની બહુ કિમત હોતી નથી તો આ ઉદારીક શરીરનો પરિચય તને કાયમનો છે, તેની કિંમત નહીં માનતા આત્માની કિંમત સમજી શરીરની મમતા ઉમંગ-પૂર્વક છોડવી જોઇએ (૩૦) જુના વસ્ત્ર બદલી નવા પહેરવામાં આનંદ હોય જ તેમ આ જુના અશુચિથી ભરેલા શરીરનો મૃત્યુથી ત્યાગ કરીને નવું દિવ્ય શરીર રૂપ વસ્ત્ર પહેરનારને કેટલો આનંદ હોય ?

તેમજ મરણ સમયે શક્તિ સારી હોય તો ત્યારે અગર ગમે ત્યારે **પદસ્થ ધ્યાન**, નવકાર મંત્ર, લોગસ્સ, નમોત્થુણ વગેરેનુ કે શાસ્ત્રની સજઝાયથી થઈ શકે છે પિંડસ્થ–શરીરના પિંડોનો વિચાર કરી વૈરાગ્યના વિચારો લાવવા (૩) રૂપસ્થ–અરિહંત ભગવાનના સ્વરૂપને પોતાની સાથે તુલના કરી તેમના જેવા બનવાની ભાવના ભાવવી (૪) રૂપાતીત–સિદ્ધ પ્રભુના ગુણો કેટલા આનદમય છે તેના વિચારમા તલ્લીન થઈ જવુ આ ધ્યાનો પણ કરીને શ્રી નવકાર મંત્રની આરાધના કરી શકાય અને તેનુ સુંદર ફળ પણ જીવ માનવભવમાં જ પામી શકે અને પરિણામે પરીત

સ સારી થઈ જાય અને જે ભવો વચમાં થાય ત્યા પણ શ્રી નવકા૨ મ ત્ર તરફ રૂચિ રહ્યા કરે

## શ્રી નવકાર મ ત્રના ચમત્કારો

સૌથી પ્રથમ આપણે બધા જાણીએ છીએ કે શ્રી પાર્શ્વનાથ ભગવાને કમઠતાપસ જે ધૂણી ધખાવીને તપ કરતો હતો તેની પાસે આવી લાકડાની અંદર બળતા નાગને શ્રી નવકાર મ ત્ર સ ભળાવેલો જેના પ્રતાપે ભવનપતિ દેવોમા નાગકુમાર દેવોના ઈદ્ર બન્યા છે અને અત્યારે પણ ઘણા શ્રદ્ધાળુ લોકો તેમના પ્રભાવનો લાભ લઈ રહેલ છે

ભગવાન મહાવીરના પણ ૨૭ ભવોમા પ્રથમ ભવ નયસા૨નો હતો ત્યા પંચ પરમેષ્ટિરૂપ સંતનો જંગલમા અચાનક સ યોગ મળતા તેમને સ તે સ સારરૂપી અટવી પાર કરવા માટેનો ઉત્તમ માર્ગ શ્રી નવકાર મ ત્રની આરાધનાનો માર્ગ બતાવી સમકિત પમાડયુ અને મોક્ષ સન્મુખ કર્યો.

શ્રી સુદર્શન શેઠ જેઓ અભયારાણીના ફ દામા નિર્દોષ હોવા છતા રાણીની કરૂણા ખાતર શૂળીએ ચઢવાનુ પસ દ કર્યું, ત્યા શ્રી નવકાર મ ત્રના પ્રતાપે શૂળીની જગાએ સિ હાસન બની ગયુ આ સુદર્શન શેઠ પૂર્વભવમા ગાયો ચરાવના૨ હતા તેમણે એક વખત નદીકિનારે એક સંતને સાજે જોયેલા તેઓ કાઉસગ્ગ ધ્યાનમા હતા રાત્રે પોતે ઘેર ગયો ત્યારે ઠ ડીના કારણે તેને બે ત્રણ ગોદડા ઓઢવા પડયા ત્યારે તે વિચારતો હતો, પેલા સાધુને ઠ ડી કેવી લાગતી હશે? એવી લાગણી થતાં સવારમાં ગાયો લઈ

તે બાજુ ગયો ત્યારે તે સાધુને સ્વસ્થ જોયા અને પછી તે સાધુ વિહાર કરવા માટે શ્રી નવકાર મંત્ર બોલી ચાલ્યા ગયા ત્યારે તે ગોપાલે ફક્ત નમો અરિહંતાણું બરાબર સાભળ્યું અને વિચારવા લાગ્યો કે આ જ તેમની પાસે મત્રની શક્તિ છે તેથી તેમને રાત્રે ઠડી પણ લાગી નહીં હોય ઘેર આવી જિનદાસ શેઠ, જે શ્રાવક હતા તેમને વાત કરી જેથી શ્રાવકે તેની શ્રદ્ધા દૃઢ કરી શ્રી નવકાર મંત્ર શીખવાડ્યો તે હરહમેશ તે યાદ કરતો અને વિઘ્ન સમયે જ્યારે યાદ કરે ત્યારે તેનું વિઘ્ન ટળી જતું તેથી તે મંત્ર ઉપર દૃઢ વિશ્વાસ થયો એક વખતે ગાયો ચરાવી પાછા આવતી વખતે નદીમાં પુર આવ્યું હતુ ત્યાં એક ભમરી ખાડાને લીધે થઈ હતી ત્યાં પાણીની ભમરીમા તે ફસાઈ ગયો અને શ્રી નવકાર મંત્રના સ્મરણપૂર્વક તે મરી ગયો પરંતુ બીજા ભવમા તે ગોપાળ સુદર્શન શેઠ દૃઢ શ્રાવક બન્યો છે એ શ્રી નવકાર મંત્રના જ પ્રતાપે

પ્રખ્યાત કથા શ્રીપાળનરેશની છે. તે પણ આફતમાં આવેલો ત્યારે સદ્ગુરૂના બોધથી શ્રી નવકાર મંત્રનું આરાધન તેમણે નવ આયબીલ તપથી કર્યું અને તેના પ્રતાપે કોઢનો રોગ પણ મટી ગયો આવા અનેક દૃષ્ટાંતો શાસ્ત્રો તથા ગ્રંથોમા તપાસીશુ તો મળી શકશે

હવે વર્તમાનમા મને પોતાને પણ શ્રી નવકારમંત્રનું આરાધન કરવાની શ્રદ્ધા મારી માતા શ્રી સુરજબાના તરફથી અને તેમના પિતા શ્રીયુત છગનલાલ પ્રાણજીવનદાસ જેવા

તેથી તેમના ખંભાતના પાડોશી અને એ જ ધંધા માટે રહેતા શ્રી ચીમનલાલ સોમચંદ જેઓ સ્વામિનારાયણ ધર્મ પાળતા હતા તેઓ બન્ને દેશમા આવવા માટે સ્ટીમરમા સાથે નીકળ્યા. પરંતુ મોતનો ભય તો આગળનો આગળ આવ્યો સ્ટીમરને જર્મનીનો ટોરપીડો લાગી અને બાકોરૂં પડ્યું એટલે સ્ટીમર ઉપર વાવટો ચઢી ગયો કે આ સ્ટીમર ડૂબી રહી છે મુસાફરોએ હોડીમાં ઉતરી જવુ આ બન્ને જણા નાની હોડીમાં ઉતરવાની તૈયારી કરી તેમા ચીમનભાઈ થોડો સામાન લેવા ગયા તે અરસામાં મારા મિત્ર નટવરભાઈ તો જલ્દી હોડીમાં ઉતરી ગયા અને પંદર માણસો તેમાં પૂરતા થઈ ગયેલા તેથી હોડી છોડી દીધી તે હોડીમાં તેઓ નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યા તે હોડી મોટા દરિયામાં હોવાથી મોટી વ્હેલ માછલીઓનો ખાસ ભય રહેતો હતો કે તે એક પુંછડું મારે તો પણ હોડી ઉથલાવી દે, છતાં શ્રી નવકાર મંત્રના પ્રતાપે હોડી આઠ દિવસ સુધી દરિયામાં ફરતા ફરતાં સ્પેન નજીક પહોંચી ત્યારે એક સ્પેનીશ સ્ટીમરે તેઓને સ્ટીમરમા લઈ લીધા અને જીબ્રાલ્ટર પહોચાડયા ત્યાંથી ખંભાત તેમના પિતાશ્રી ઉપર સમાચાર આવેલા કે અમો જીબ્રાલ્ટરમાં સહીસલામત છીએ હવે આ સ્ટીમરમાં ૭૦૦ ઉપરાત પેસેન્જરો હતા **તેમાંથી આ હોડીવાળા ફક્ત ૧૫ પંદર જ માણસો બચ્યા હતા.** જુઓ નવકાર મંત્રનો કેવો પ્રતાપ કે પોતે બચ્યા સાથેના ૧૪ બીજા પણ બચી શકયા આવો ચમત્કાર

શ્રી નવકાર મંત્રનો છે આ શ્રીયુત નટવરલાલ છોટાલાલ અત્યારે વાલ્કેશ્વરમા માનવમંદિર રોડ ઉપર રહે છે

તેમના પિતાશ્રી એવા સુશ્રાવક હતા કે તેમને આ નટવરલાલ અને તેમના મોટાભાઈ અમૃતલાલ બન્ને બાળક થયા પછી બ્રહ્મચર્ય વ્રત આદરેલ હતુ, હંમેશા સામાયિક આખી અગર વધુ કરે તો પણ નમોત્થુણના આસને જ બેસે તેમને પણ પેટમા દર્દ થયેલું અને બહુ અશક્ત એટલા બધા થઈ ગયેલા ત્યારે નડિયાદના ડોકટરે ઓપરેશન થઈ શકશે નહિ એમ કહેલું કારણ એમ બતાવેલુ કે અશક્તિને કારણે ક્લોરોફોર્મ સુઘાડી શકાય તેમ નથી ત્યારે તેમણે ડોકટરને એમ કહ્યુ કે કલોરોફોર્મ સુંઘાડચા વગર ઓપરેશન કરો, હુ તમારી પાસે મરવા માટે આવ્યો છું ડોકટરે પણ હિંમત કરી કલોરોફોર્મ વિના ઓપરેશન કર્યું અને ત્યાર પછી ઘણુ જીવ્યા તેઓ ઘણીવાર ચોમાસાના ચાર મહિનામાં ફક્ત એક મણ બાજરી જ ખુલ્લી રાખે રોટલો બનાવી દૂધ સાથે ખાઇ લે આવા શ્રાવકો શ્રી નવકાર મંત્રના પ્રતાપે કેટલા સુખી ને સંતોષી હતા

ભગવાન મહાવીરની પાટે થયેલ ૨૭ આચાર્યોનું વર્ણન શ્રી નંદીજી સૂત્રનં સ્થવીરાવલીમાં તેમને નવકાર ઉપર કેટલી શ્રદ્ધા હતી તેનુ એક દૃષ્ટાંત સિદ્ધસેન દિવાકરના ગુરુનું :દાખલે આગાઉના પ્રકરણમા આપેલ છે તેમજ શ્રી નંદીજી સૂત્રમાંથી બધા આચાર્યોની શ્રદ્ધાનું વર્ણન જોઇએ તે ચમત્કાર રૂપ જ છે.

ત્યાર પછી શ્રી હેમચદ્રાચાર્ય થઈ ગયા છે તેમણે શ્રી કુમારપાળ રાજાને બચાવ્યો અને તે રાજા થયો ત્યારે જૈનધર્મ સ્વીકાર્યો અને રાજ્યને અહિંસામય બનાવ્યું તે શેનો પ્રતાપ? નવકાર મ ત્રનો જ

શ્રી હરિભદ્રસૂરિ જેવા અન્ય ધર્મના પંડિત હતા પણ નવકાર મ ત્રના પાત્ર રૂપ યાકિની મહત્તરા સાધ્વીના શ્લોક વગેરેથી પ્રભાવિત બની જૈન આચાર્ય બન્યા અને ૧૪૪૪ ગ્ર થો રચ્યા છે

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ વિદ્વાન પ ડિત હતા તેમનુ ઘણા ગજ્યો તથા પ ડિતોમા બહુમાન થયેલું તેની ધજા તે રાજ્યો તરફથી મળેલી તેઓ વિચરે ત્યા ધજાઓ આગળ ગખે ખ ભાતમા તેઓ પધારેલા તે વખતે ધજાઓ રાખી વ્યાખ્યાન વગેરે આપતા ત્યારે એક અનુભવી ડોશીમા વ્યાખ્યાન સાભળવા આવેલા તે આ બધુ જોઈ વ્યાખ્યાન પછી બોલ્યા અને શ્રી નવકાર મ ત્રનો સાચો અર્થ સમજાવ્યો કે જેણે શ્રી નવકાર મ ત્રને ઓળખ્યો છે તેઓ અભિમાન કરે ખરા? શ્રી ગૌતમ સ્વામી જેટલુ જ્ઞાન તમોને છે? તો શ્રી ગૌતમ સ્વામી કેટલી ધજાઓ રાખતા હતા આ માજીના વચનોથી મહાન સ ત સમજી ગયા અને બધી ધજાઓ કાઢી નાખી

સ ૧૫૩૧ વીર સંવત ૨૦૦૧ મા શ્રી લોકાશાહ બહુ વિદ્વાન ન હતા પણ શાસ્ત્રના લેખન વાચનથી શ્રી નવકારનું હાર્દ સમજ્યા અને આર ભ પરિગ્રહમા ધર્મ હોઇ

શકે જ નહિ એવી દૃઢ શ્રદ્ધા જાગી એક ગચ્છધારી સઘ પાલીતાણા જઈ રહ્યો હતો તેમાના મુખ્ય આગેવાનો ચર્ચા કરવા આવ્યા, તેઓને શ્રી નવકાર મંત્રનુ રહસ્ય સમજાવ્યુ તેમાંના ૪૫ પુરુષોએ દીક્ષા લીધી

શ્રી દરિયાપુરી સંપ્રદાયના આદ્ય સ્થાપક શ્રી ધર્મસિહજી જેઓએ જૈનયતિ પાસે દીક્ષા લીધેલી તેમને શાસ્ત્રના વાચનથી ભગવાન વાણી ઉપર વિચાર કર્યો કે શ્રી નવકાર મંત્રનુ ઉચ્ચ આરાધન કરનારા સાધુ પાંચમા આરાના છેડા સુધી રહેવાના છે તો આવુ દોષિત સાધુપણુ કેમ અત્યારે હોઈ શકે ? ગુરૂને વાત કરી પણ તેઓ શિથિલ હોવાથી તેમની પરીક્ષા કરવા અગર ગમે તે કારણે દરિયા-ખાન પીરની જગામા રાત રહેવાની આજ્ઞા ફરમાવી તેઓ ગુરુની આજ્ઞાને તહેત કરી ત્યા ગયા મુસલમાનોએ કહ્યુ કે રાત રહેશો તો મરી જશો, છતા મરણની બીક ન રાખી અને રાત રહ્યા રાત્રે પીર આવ્યો પરંતુ તેઓ તો શ્રી નવ-કાર મત્રની અતૂટ શ્રદ્ધાવાળા સ્વાધ્યાય ધ્યાનમા લીન હતા તેથી દેવ કશુ કરી શકયો નહી અને તેમણે દેવને પણ બુઝવ્યો જે દરિયાપુરી સપ્રદાયના આદ્ય સ્થાપક બન્યા તેમના પરિવારમા અત્યારે પૂ શ્રી શાતીલાલજી મહારાજ મુખ્ય છે

વિ સવત ૧૬૯૨ મા મહાન ક્રિયા ઉદ્ધારક ૧૦૦૮ પૂ શ્રી લવજી ઋષિ થયા છે. તેઓ સુરતના વીરજી વોરાની પુત્રી ફુલબાઇના દીકરા હતા વીરજી વોરા પણ દૃઢ શ્રાવક

હતા કાયમ પાખીનો પોષો કરતા રાજ્યમાં પણ તેમનું ઘણું સન્માન હતું સુરતના નવાબ તેમને સવારીમાં પાસે જ રાખતા એક વાર શ્રાવણ સુદ ૧૫ ની બળેવની સવારી ચઢવાની તૈયારી થઈ નવાબ સાહેબે વીરજી વોરાને બોલાવવા મોકલ્યા, ત્યારે તેમણે પાખીનો પોષધ કરેલો હતો તેથી ના પાડી, નવાબ સાહેબે સવારી બીજે દિવસે ચઢાવી અને ત્યારથી કાયમ શ્રાવણ વ૦ ૧ની સવારી ચઢવા લાગી અત્યારે પણ તે દિવસ સુરતમા **"વીરજી વોરાનો પડવો"** એ રીતે મનાય છે અને બળેવની ઉજવણી એકમને દિવસે થાય છે જુઓ નવકાર મંત્ર ઉપર શ્રદ્ધા અને દૃઢતા કેવી? નવાબ સાહેબે પણ દૃઢતાને ચમત્કાર માન્યો

તેમના દોહિત્ર લવજી હતા તેમના પિતાનો સ્વર્ગવાસ તેમની નાની ઉમરમાં થવાથી ફુલબાઈ પોતાના દીકરાને લઈ પિયરમાં રહેતી અને હંમેશ સામાયિક, પ્રતિક્રમણ વગેરે કરતી ત્યારે લવજીને સાથે બેસાડતી, એક વખત તેમના ગુરુયતિ વજરાગજી પાસે ફુલબાઈ પોતાના દીકરાને સાથે લઈને ગયેલી યતિએ કહ્યું કે દીકરાને સામાયિક પ્રતિક્રમણ શીખવો ત્યારે લવજી બોલ્યા કે મને તે આવડે છે યતિએ પૂછ્યું, ક્યારે કોની પાસે શીખ્યા? ત્યારે તે કહેવા લાગ્યો મારી માતા પ્રતિક્રમણ કરે છે તે દરરોજ સાંભળું છુ જેથી મને આવડે છે આવું જાણીને યતિએ વીરજી વોરાને વાત કરી કે આ દીકરો બુદ્ધિશાળી છે, માટે તેને સંસારમાં નાખશો નહિ શ્રદ્ધાવાન શ્રાવકે પોતાની

દીકરી કુલબાઇને સમજાવી અભ્યાસ કરવા યતિને સોંપ્યો જલ્દી અભ્યાસ કરી લીધો ત્યાર પછી તેમણે દીક્ષા લીધી અને પછી શાસ્ત્રોનું જ્ઞાન કરવા લાગ્યા તેમા પાચ મહાવ્રતો યતિઓ પાળતા નથી અને સાધુપણુ પાચમા આરામા પાળી શકાય નહીં એવી યતિઓની વાત તેમને રુચી નહીં પણ શાસ્ત્રોમા કહેલ છે કે પાચમા આરાના છેડા સુધી સાધુપણું રહેવાનું છે તો અત્યારે કેમ નહી ? એમ વિચારી ગુરુને વાત કરી કે આપણે ક્રિયા ઉદ્ધાર કરીએ, પરંતુ ગુરુ પ્રમાદમા રચ્યાપચ્યા હોવાથી ના પાડી કે એમ બની શકે નહી, પરંતુ જેના દિલમા શ્રી નવકાર મત્રની પુરી શ્રદ્ધા હતી તેના બળે યતિનો સંગ છોડી તેઓ તથા સુખોજી અને ભાણોજી એમ ત્રણે જણા સુરતથી નીકળી ગયા અને ખંભાત જઈ સ્વયં દીક્ષા શુદ્ધ અગીકાર કરી બે જણાને આપી ત્રણે ઠાણા વિચરવા લાગ્યા ખંભાતમા દહેરાવાસી અને યતિઓનું ખૂબ જોર હોવાથી ગામમા કોઈ જગા મળી નહી તેથી ઉદાસી બાવાની ધર્મ-શાળા પરામા હતી, ત્યાં પણ બહાર ઓટલા ઉપર રહ્યા અને લોકો તમાસો જોવા પણ આવે ત્યારે સાચા નવકાર મત્રનુ સ્વરૂપ સમજાવતા એમ કરતા કરતાં કેટલાક તેમના અનુયાયી સાચા શ્રાવકો બની ગયા ત્યાથી અમદાવાદ ગયા ત્યા પણ તેમના ઘણા અનુયાયીઓ બન્યા તેઓનો ન્યાત જાતવાળાએ બહિષ્કાર કર્યો કુવે પાણી ભરવા ન દે આમ સાચા શ્રાવકો મુંઝવણમાં મુકાયા તેથી તેઓ દિલ્હીમાં બાદશાહ પાસે ફરિયાદ કરવા ગયા.

ત્યા તેમને કોણ ઓળખે ? પરંતુ નવકાર મંત્રની શ્રદ્ધાથી સજોગ એવા મળે છે કે ત્યાંના કાજીના પુત્રને સર્પદંશ થયેલા તે ઉતર્યો નહીં તેથી તેમની મૈયત લઈને લોકો દફનાવવા જતા હતા ત્યારે આ શ્રાવકોને ખબર પડી તેથી તેમની પાસે જઈને નવકાર મંત્રનો જાપ કર્યો તેથી તે દીકરો શુદ્ધિમા આવી ગયો તેથી કાજીએ તેમની લાગવગ બાદશાહને કરી અને બાદશાહના હુકમથી અમદાવાદની તેમની અગવડ ટળી ગઇ અને તેમના અનુયાયીઓ વધતા ગયા ખૂદ પૂજ્ય શ્રી લવજી ઋષિને પણ યતિની ખટખટથી ખંભાતના નવાબસાહેબે જેલમા પુરેલા પરંતુ ત્રણ દિવસમા જ તેમની શ્રદ્ધા અને ચારિત્રના બળે નવાબસાહેબે છોડી મૂકયા છેવટે બુરાનપુરમા પણ યતિની ખટપટથી ઝેરના લાડુ કોઈ બાઈએ વહોરાવી દીધા અને સમાધિ મરણે સંથારો કર્યો બાઈને ખબર આપી કે લાડુ બચ્યો છે તે ખાઈશ નહિ આ બધો નવકાર મંત્રનો જ પ્રતાપ કે સમાધિ મરણ શાંતિપૂર્વક થયુ

તેમની પાટે પૂ શ્રી સોમજીઋષિજી બિરાજ્યા તેમની પાટે પૂ શ્રી કાનજીઋષિ થયા તેઓએ મારવાડમા પધારી ધર્મનો ઉદ્યોત કર્યો તેમની પરંપરામા હરજીઋષિ થયા તેઓ પંજાબ પધાર્યા અને ત્યા ધર્મનો ફેલાવો કર્યો અને મારવાડની પરંપરામા શ્રી તિલોકઋષિ થયા તેઓ મહારાષ્ટ્રમા પધાર્યા, અત્યારે આચાર્ય સમ્રાટ ૧૦૦૮ પૂ શ્રી આનંદઋષિજી મહારાજ ધર્મના સ્તંભરૂપે છે તેમની મુખમુદ્રા એટલી બધી ઉપશાંત

છે કે ગમે તેવો માણસ તેમની પાસે શાંતિ પામે જ ખંભાતની પરંપરામાં પૂ શ્રી કાનજીઋષિજીના શિષ્ય પૂ શ્રી તારાઋષિજી ગુજરાતમાં રહ્યા તેમની પરંપરામાં પૂ શ્રી મંગળઋષિજી પૂ શ્રી રણછોડજી પૂ શ્રી નાથાજી પૂ શ્રી બેચરદાસજી પૂ શ્રી માણેકચંદજી પૂ શ્રી મહાનપ્રતાપી હર્ષચંદ્રજી થયા તેમની પાટે પૂ શ્રી ભાણજી રખજી પૂ શ્રી ગીરધરલાલજી, પરમ પ્રભાવશાળી પૂ શ્રી છગનલાલજી, ક્ષમામૂર્તિ પૂ રત્નચંદ્રજી, જ્ઞાનીધ્યાની પૂ તપસ્વી ગુલાબચંદજી પૂ શ્રી બહેચરલાલજી અને પૂ શ્રી ઉત્તમચંદજી મ સા થયા તેઓ સં ૨૦૨૯ના પોષ વદ ૧૪ના કાળધર્મ પામ્યા ત્યાર પછી અત્યારે મારા સહિત ૧૩ સંતો અને બા બ્ર પરમ વિદુષી પ્રખર વ્યાખ્યાતા પૂ શ્રી શારદાબાઈ મહાસતીજી ઠા–૨૩ અત્યારે વિદ્યમાન ધર્મનો ઝંડો ફરકાવી રહ્યા છે તેમાં કાઈક મહાપુરુષોને મહાસતીજીઓએ અનેક કષ્ટોનો સામનો શ્રી નવકાર મંત્રના પ્રતાપે કરેલ છે

સંવત ૧૭૦૧ મા પૂ શ્રી ધર્મદાસજી થયા છે તેઓ પણ એટલી બધી શ્રદ્ધા શ્રાવકપણામા ધરાવતા હતા કે શ્રાવકની અગિયારમી પડિમાનું એવુ સુંદર પાલન કરતા હતા કે ગોચરી જાય તો પણ એક જ પાત્ર રાખતા તેથી તેઓ એકલ પાતરીયા શ્રાવક તરીકે પ્રખ્યાત થયેલા તેમણે પણ સ્વયં દીક્ષા લઈ ધર્મનો ધ્વજ ફરકાવ્યો હતો એક વખત આ ત્રણે મહાપુરુષો પૂ શ્રી ધર્મસિંહજી. પૂ શ્રી લવજીઋષિજી અને પૂ શ્રી ધર્મદાસજી એક ઉપાશ્રયે ભેગ

થયેલા અને પાખી વગેરેના ઉપવાસ હશે, તેના પારણા માટે ત્રણે જણા ગયેલા તેમા પૂ શ્રી ધર્મસિહજીને પ્રથમ લાડુ મળ્યો હતો પૂ શ્રી લવજીઋષિજીને ખીર મળી અને પૂ શ્રી ધર્મદાસજીને કોઇએ રાખ વહોરાવી ત્રણે ભેગા થઈ ભાવિનો વિચાર કર્યો કે પૂ ધર્મસિહજીને લાડુ મળ્યો માટે તેમનું શાસન લાડુની માફક અમુક ક્ષેત્રોમા ચોટી જશે આગળ ફેલાવો વધુ ક્ષેત્રોમા થશે નહી તે મુજબ અત્યારે શ્રી દરિયાપુરી સપ્રદાય ગુજરાતમા વઢવાણથી સુરત સુધી જ છે પૂ લવજીઋષિજીને ખીર મળી હતી તેથી તેમના શાસનમા મીઠાશ રહેશે તેમના પરિવારમા આ ગુણ ખાસ જોવામા આવે છે અને ગુજરાત, પજાબ, મારવાડ ને મહા-રાષ્ટ્ર તેમજ દક્ષિણમાં પણ શ્રી નવકાર મત્રની મીઠાશ ફેલાવી રહ્યા છે પૂ ધર્મદાસજીને રાખ મળેલી તેથી તેમનો પરિવાર રાખની માફક બધે ઊડશે એ પ્રમાણે તેમનો પરિવાર પણ ગુજરાત, મારવાડ વગેરે સ્થાનોમા ફેલાયેલો છે તેઓના એક શિષ્યે ધાર ગામમાં સથારો કરેલો પરતુ વેદનીય કર્મના જોરે ભાવ પલટાચા અને તેની ખબર પૂ. ધર્મદાસજીને પડતા તેઓ ધાર પહોચી ગયા અને શિષ્યને સમજાવ્યો છતા ન સમજ્યો ત્યારે પોતે તેમની જગાએ બેસી ગયા જુઓ નવકાર મત્રની કેટલી શ્રદ્ધા ! તેમના પરિવારમા ગુજરાતમાં લીબડી, ગોડલ, બરવાળા, બોટાદ અને કચ્છમા તેમજ મારવાડમા પૂ શ્રી સોભાગ્યમલજી મહારાજ તથા પૂ શ્રી સૂર્યમુનિ આદિ સતસતીજીઓ શ્રી નવકાર મંત્રનો પ્રતાપ ફેલાવી રહ્યા છે

ખભાત સંપ્રદાયમાં પણ મહાન પ્રતાપી મોટા પૂજ્ય શ્રી હર્ષચંદજી મહારાજ થયા છે તેઓ મૂળ પંજાબના, પણ **નવકાર મંત્ર ઉપર એવી પૂર્ણ શ્રદ્ધાવાળા હતા.** કે તેઓ મુંબઈ વેપાર માટે આવેલા પરંતુ ત્યા માસાહારીની વચમાં રહેવામા ધર્મ સાચવવો મુશ્કેલ લાગતા વૈરાગ્ય એવો થયો, કે દીક્ષા લીધા સિવાય પાપથી બચી શકાશે નહિ, તેથી પોતાનો બધો વ્યવસાય સ્થગિત કરી બધુ પંજાબ મોકલી દીધુ અને ફક્ત રેલવે ભાડાના પૈસા, તે પણ ફક્ત સુરત સુધીના જ રાખ્યા તેમને એવા સમાચાર મળ્યા કે સુરત સતો મળી જશે જેથી સુરત ગયા પણ તપાસ કરતા માલુમ પડ્યુ કે અહીયા સંત નથી સંતો અમદાવાદ મળી શકશે હવે ભાડાના પૈસા પૂરા થઈ ગયા હતા તેથી કાનની કડી સોનાની હતી, તે વેચી અમદાવાદ ગયા ત્યાં સવારમા સતો ઠડીલ જતા મળી ગયા તેથી આનંદનો પાર ન રહ્યો અને અનુક્રમે પૂ શ્રી માણેકચંદજી મહારાજ પાસે દીક્ષા લીધી અને જીંદગીભર એકાતર ઉપવાસ કર્યા. તેમજ તેમનો એટલો બધો પ્રભાવ હતો કે તેમને ૨૧ શિષ્યો થયેલા તેમજ રાત્રે ઊભા ઊભા બસો લોગસ્સના કાઉસગ્ગ કરતા

ખંભાતમા સંઘવીની પોળના ઉપાશ્રય પાસે બધા દહેગવાસી લોકો રહે છે તેઓ મહારાજનો ખૂબ સમાગમ કરતા હતા. એક વખતે તેઓનો સંઘ પાલીતાણા જવાનો હતો ત્યારે તેઓ આગલી રાત્રે મહારાજ પાસે આવ્યા

અને વાત કરી ત્યારે મહારાજે કહ્યું કે તમો નવકાર મંત્ર ગણીને અમુક દરવાજેથી જજો બધો સંઘ બીજા દરવાજેથી જવાનો હતો તે શ્રાવકોએ તેમ કર્યું તેથી બચી ગયા અને બીજા બધામાંથી ઘણા ખરા તો સ્વર્ગવાસ પહોંચી ગયા તેઓ એક વખત રાત્રે માત્રુ ( પેશાબ ) પરઠવવા નીકળેલા ત્યારે કોઈ સંતાઈ રહેલા માણસે વચમાં પગ ધરી દીધો તેને પગે ખરજવું હતુ તે મટી ગયું આ બધો પ્રતાપ શ્રી નવકાર મંત્રની દૃઢ શ્રદ્ધાનો હતો

પૂ શ્રી ગિરધરલાલજી મહારાજ જે તેમના શિષ્ય હતા. તેઓ એક વખત ગોધરા બાજુના જંગલમાં વિહાર કરતા હતા તે વખતે સિંહ સામે આવ્યો પરંતુ શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરવાથી સિંહ ચાલ્યો ગયો તેઓ સાણંદ ચાતુર્માસ બિરાજતા હતા ત્યારે રાત્રે કાઉસગ્ગ ધ્યાનમાં બેઠેલા ત્યારે તેમના શરીર ઉપર સાપ ઉપરથી નીચે સુધી ફર્યો પછી ચાલ્યો ગયો તેઓનું જ્ઞાન અગાધ હતું અને કવિતાઓ બનાવી ખૂબ પ્રભાવના કરતા હતા

પૂ શ્રી છગનઋષિજી મહારાજ પણ તેમના શિષ્ય હતા અને નવકાર મંત્રની શ્રદ્ધાના પ્રતાપે તેમનો પ્રભાવ જૈન અને અન્ય કોમો ઉપર ઘણો હતો વ્યાખ્યાન એટલું બધુ આકર્ષક હતું કે સભા હોલમાં જગા જ ન રહે તેમણે પણ વાડીલાલ મોતીલાલ શાહને ખૂબ ટેકો આપી સ્થાનકવાસી જૈન ધર્મની નિર્દોષતા વિષે ખૂબ પ્રચાર કરેલો ડો હર્મન જેકોબી જે યુરોપીઅન વિદ્વાન અને જૈન

ધર્મના તત્ત્વોના અભ્યાસી વાડીલાલ મોતીલાલ શાહ સાથે પૂજ્ય ગુરુદેવ પાસે એવો પ્રશ્ન લઈ આ-યા કે અમે તો માસાહારી એક જ બકરાને મારીએ અને ચાર પાચ જણનુ પેટ ભરાય, જ્યારે જૈન લોકો બસો પાચસો પ્રત્યેક વન-સ્પતિના અને લીલોતરીના અસખ્યાતા જીવોને મારીને પેટ ભરે છે હવે અમે પાપી વધારે કે જૈનો પાપી વધારે ? પૂ મહારાજે કુનેહપૂર્વક જવાબ આપ્યો કે જ્યારે બીમાર માણસ હોસ્પિટલમા લોહી, માંસ, ઝાડો, પેશાબ વગેરેની તપાસ કરાવે છે ત્યારે તેના રિપોર્ટમા શું આવે છે ? રિપોર્ટમા અમુક જાતના જંતુઓ છે એવુ આવે છે આ રીતે પંચેન્દ્રિયના શરીરમા કેટલા જંતુઓ હશે તેનો વિચાર કરતા જણાશે કે લાખો જંતુઓ હોય છે હવે પચેન્દ્રિયની ઘાતમાં આ બધા બેઇંદ્રિય જીવો પણ મરી જાય તેનું પાપ કેટલું વધારે લાગે વળી પંચેન્દ્રિયની શક્તિ વધારે હોવાથી ક્રોધ વધુ હોય છે તેના પરમાણુવાળુ માસ માણસો ખાય છે તેની બુદ્ધિમા એવો ક્રોધનો વેગ આવી જાય છે કે ખૂન કરતાં અટકતો નથી જ્યારે શાકાહારી માનવીને ખૂન કરવાનો વિચાર પણ નહીં આવે આ રીતે માસાહારનો ત્યાગ કરવો જ જોઈએ મને પણ નવકાર મંત્રની શ્રદ્ધા દઢ કરવામા તેમનો અમૂલ્ય ફાળો હતો તેમનો ઉપકાર અમાપ છે

પૂજ્ય શ્રી રત્નચંદ્રજી મહારાજ તેમના પટ્ટશિષ્ય હતા અને શ્રી નવકાર મંત્રના આધારે તેમનામાં એટલો

બધો વિનય ગુણુ પ્રગટચો હતો કે તે ક્ષમાના ભંડાર બની ગયા હતા એક પ્રસંગે પૂ શ્રી છગનઋષિ મહારાજ ખંભાતમાં બીમાર હતા અને વ્યાખ્યાન આપી શકે એવી સ્થિતિમા ન હતા ત્યારે પૂ શ્રી રત્નચંદ્રજીને આજ્ઞા કરી કે વ્યાખ્યાન આપો, ત્યારે તેઓ પાટ ઉપર બેઠા નહી પરતુ નીચે પાટલા ઉપર બેસી વ્યાખ્યાન આપેલુ આ વિનય ગુણુને લીધે તેઓ સારું જ્ઞાન પ્રાપ્ત કરી શકચા હતા અત્યારે પ્રખર વ્યાખ્યાતા મહાન વિદૂષી-બા બ્ર પૂ શ્રી શારદાબાઈ મહાસતિજી જેઓ આ સાલે અમદાવાદ નગરશેઠના વંડે ચોમાસું બિરાજે છે અને અગાઉ મુબઈમા ૧૧ ચોમાસામા જે જ્ઞાનપ્રભાવ પાડી રહ્યા છે, તેમનો પ્રાથમિક જ્ઞાનનો પાયો પૂ શ્રી રત્નચદ્રજીએ મજબૂત કર્યો હતો આ બધો શ્રી નવકાર મત્ર ઉપરની દૃઢ શ્રદ્ધાનો પ્રભાવ જ છે

તેમના પછી મહાન તપસ્વી પૂ આચાર્ય શ્રી ગુલાબચદજી મહારાજ પણુ જ્ઞાન, દર્શન, ચારિત્રને તપમા એટલા બધા શૂરવીર હતા કે તેમનો જે કોઇને પરિચય થયો હશે તેઓ એવું સર્ટીફીકેટ આપતા કે આ સત તો ચોથા આરાના નમૂના છે ગમે તેટલી તપશ્ચર્યામાં પણુ ચારિત્રમાં દોષ ન લાગી જાય તે માટે ખૂબ કાળજી રાખતા અને રોટલો ને છાશ જેવો ખોરાક, છઠ્ઠ અઠ્ઠમ અને એકાતર જેવી તપસ્યામા લેવાની ભાવના રાખતા અને કહેતા, “ચીકણા અને સ્વાદિષ્ટ પદાર્થોથી જ પેટ બગડે છે અને જેટલો ખોરાક લુખ્ખો તેટલુ આરોગ્ય વધારે સારુ અને જ્ઞાન

ભણાવવામાં ભણુનારની શ્રદ્ધા મજબૂત કરી દે” અમોને શ્રી દશાવૈકાલિક સૂત્ર એવી શ્રદ્ધાની દલીલોપૂર્વક સમજાવતા કે ફરી શ્રદ્ધા બદલાય જ નહી ચમનલાલ મણિલાલના ખાસ લેખો જૈન પ્રકાશમા, સ્થાનકવાસી વગેરેમા આવે છે તેમની સાથે રાત્રે સાડાદસ–અગીઆર સુધી ધર્મની ચર્ચાઓ કરીને સમજાવતા હતા આ બધો શ્રી નવકાર મત્રની દૃઢ શ્રદ્ધાનો જ પ્રતાપ

તેમના સ્વર્ગવાસ પછી સાધુ સસ્થામા ખામી પડી જવાથી બા બ્ર વિદૂષી શારદાબાઈ મહાસતિજી ખંભાત સપ્રદાયનું સુકાન કુશળતાપૂર્વક અત્યારે ચલાવી રહ્યા છે તેમને પણ નાની ઉમરમા ક્ષયનો રોગ હતો તેથી ડોકટરોએ અમુક હાડકાનો ભાગ ઓપરેશન કરી કાઢી નાખેલો છતા શ્રી નવકાર મત્રની અતૂટ શ્રદ્ધાથી તેમનું ઓજસ્વીપણું એટલું બધુ છે કે સાધારણ નરમ તબીયત રહેવા છતા વ્યાખ્યાન આપવા બેસે ત્યારે શૂરવીરતાપૂર્વક વ્યાખ્યાન એટલું આકર્ષક આપે કે સાભળનારા તલ્લીન થઈ જાય અને સસાર ભૂલી જાય તથા ઊઠવાનું મન પણ ન થાય તેમના વ્યાખ્યાનો એટલા બધા પ્રિય થઈ પડ્યા છે કે તે વાચીને ઘણા અજૈન જૈન બની ગયા છે અમારા અનુભવ પ્રમાણે મારવાડી લોકો જેમને ગુજરાતીનું જ્ઞાન અલ્પ હોય છે તેવા પણ તેમના વ્યાખ્યાનના પુસ્તકો વાચવા ઉત્સુક રહે છે આ રીતે તેઓ નવકાર મંત્રની અમૂલ્ય પ્રભાવના કરી રહ્યા છે

આ સિવાય ઘણા સંત–સતીઓ શ્રી નવકારની પ્રભાવાના કરીને જૈન ધર્મનો ઝંડો ફરકાવી રહ્યા છે ભલે અત્યારે જૈનોની સખ્યા ઓછી છે છતાં નવકાર મંત્રના પ્રતાપે હજુ ખાસ વિકૃતિ આવી શકી નથી જેમકે ઉપવાસ એટલે તેમા કાંઈ પણ લેવાય નહી એવી પરંપરા હજુ ચાલે છે જ્યારે બીજા ધર્મોમાં અગીઆરસો કેવી થાય છે? “બરફી ખાવે પેડા ખાવે, ઉપર ખાવે આદા, એકાદશી ઐસી કરે તે, દ્વાદશીકા દાદા” જ્યા શ્રી નવકાર મંત્રનું આરાધન છે ત્યા હિંસાનુ સ્થાન હોઈ શકે જ નહીં કેટલાક લોકો એમ માને છે કે અમે તો નવકાર મંત્ર ગણીએ છીએ પરંતુ કાંઈ લાભ મળતો નથી તો તે બાબતની તેને શ્રદ્ધા નથી, શ્રદ્ધાવાળાને લાભ થઈ શકે જૈનોની સ્થિતિ એવી છે કે જેમ મીઠાઈવાળાની સામે મીઠાઈ હંમેશ રહેતી હોય તેને ખાવાનુ મન થતુ નથી, પરંતુ બીજા લોકો વધુ પૈસા આપી તે મીઠાઈ ઉમંગપૂર્વક ખાય છે તેમ જૈનો–શ્રાવકો અમારી પાસે આવીને કહે છે કે કોઈ મંત્ર આપો તો અમો સુખી થઈએ આ રીતે શ્રેષ્ઠ એવો નવકાર મંત્ર હોવા છતા તેના ઉપર શ્રદ્ધા નથી તેથી જ બીજો મંત્ર માંગે છે આ કેવી પામર દશા જૈનોની છે?

અમે સાગલીથી વિહાર કરી બીજાપુર જઈ રહ્યા હતા ત્યારે બીજાપુરવાળાએ અમારી સામે તે ગામડાનો અનુભવી જે શેઠીયાઓને ત્યાં નોકરી કરતો હતો તેને મોકલેલો તેની સાથે પૂછપરછ કરતા માલૂમ પડ્યુ કે તે અજૈન હોવા

છતા દરરોજ અમુક ટાઈમ નવકાર મંત્રનુ સ્મરણ કરતો અને કહેતો હતો, "અગાઉ બીજાપુર કોઈ સંત પધારેલા તેમણે મને આ મંત્ર આપ્યો છે તેનાથી બધા વિઘ્ન ટળી જાય છે અને તેનાથી સાપ-વીંછીનું ઝેર હુ ઉતારું છું" આ છે નવકાર મંત્રનો ચમત્કાર પણ કોને? શ્રદ્ધાવાળાને

એક વખત અમો પાલીતાણાથી વિહાર કરી મહુવા જઈ રહ્યા હતા ત્યા એક ખેડૂતને વીંછી કરડેલો અમોને જોઈને તેને શ્રદ્ધા થઈ કે મહારાજ મને વીંછી ઉતારી દેશે તેણે અમોને વિનંતી કરી, અમોએ કહ્યું કે જો વીંછીને મારી નાખ્યો હશે તો ઊતરશે નહીં ત્યારે કહે મેં જોયો ખરો પણ માર્યો નથી તો હવે ફરીથી પણ કોઈ વખત વીંછી કે સાપ જેવાને મારવો નહી તેવું તેણે કબૂલ કર્યું. અમોએ નવકાર મંત્ર સંભળાવી માંગલિક ઊભા ઊભા જ સંભળાવી અને તેને રાહત થઈ ગઈ

અમો કર્ણાટકના બંડીપુરના જંગલમાં વિહાર કરવાના હતા ત્યા ખાસ હાથીનો ભય હતો કોઈ કોઈ મોટરો પણ હાથીએ ઉથલાવી નાખેલી અમો તથા શ્રાવકોએ નિર્ણય કર્યો અને મે બધાને કહ્યું કે બધા શ્રી નવકાર મંત્ર ગણુતા ગણુતા જ ચાલજો અમો થોડા આગળ ચાલતા હતા અમે તો સામે ગામ પહોંચ્યા ત્યાં સુધી હાથી દેખાયો જ નહીં. તેની લાદ રસ્તામા સડક ઉપર ઘણી જગાએ હતી શ્રાવકોને કાઈ સામાન લેતાં વાર લાગી તેમની સાથે શ્રી કમલેશ મુનિ હતા તેઓની સામે જ હાથી આવવા લાગ્યો તેઓ તે

જગાએ ઊભા રહી ગયા અને શ્રી કમલેશ મુનિએ નવકાર મંત્રનું ઊભા ઊભા સ્મરણ કર્યું જેથી થોડી વાર પછી બાજુના જંગલમા તે હાથી ચાલ્યો ગયો હતો બીજે દિવસે પણ તેમના જોવામાં આવેલો, તે પણ નવકાર મંત્રના સ્મરણથી સડક ઉપર આવ્યો જ નહી આ સાલ પણ દેરાવાસી સતો એ રસ્તે આવી રહ્યા હતા તેમની સામે હાથી આવેલો, જેથી બધા ગભરાયા અને બાજુના જગલમા દોડયા કાંટા ઘણા વાગ્યા છેવટે નવકાર મંત્રના સ્મરણે હાથી તો ચાલ્યો ગયો પરંતુ કાટા આખા શરીરમા વાગેલા તેથી વિહારમાં મુશ્કેલી પડી પણ ક્ષેમકુશળ ઉટ્ટી નીલગિરિ પહોચી ગયા

થોડા વરસ પહેલા શ્રી દેરાવાસી આચાર્ય શ્રી ધર્મ-સૂરીશ્વરજી મુંબઈથી પાલીતાણા સઘ લઈને જતા હતા ત્યારે વડોદરા પાસે ડભોઈ મુકામ કરેલો ત્યારે ત્યા હાથી ગાડો થઈ ગયો માવતથી પણ કાબૂમાં ન આવી શક્યો ત્યારે તેમના સુશિષ્ય પૂ શ્રી યશોવિજયજી હાથી સામે શ્રી નવકાર મત્ર વગેરેનું સ્મરણ કરતા કરતાં ગયા અને હાથી શાત થઈ ગયો શ્રી નવકાર મત્રની શ્રદ્ધા કેવું કામ કરે છે

અમો દસબાર વરસ પહેલા સૌરાષ્ટમા ગિરમા ગયેલા ત્યા હડમડીયા કરીને ગામ હતુ ત્યા રોકાયેલા ત્યારે શ્રાવકોને અમોએ પૂછેલું કે તમને બીક લાગતી નથી ? અગાઉ વાઘે તેમના ગામની પાદરમા આવીને ગાયને મારી નાખેલી તેઓ કહે કે શ્રી નવકાર મત્રના કારણે અમોને

બીક લાગતી જ નથી તેઓ કહેતા કે એક વખત અમો મુનિરાજની સાથે ચોવીસ માઇલનો ગિરના જંગલમાથી જ વિહાર કરીને સામે ગામ પહોચ્યા હતા અને પછી રાત્રે દસ વાગે એ રસ્તે ચાલતા પાછા આવી ગયા અમે કહ્યુ કે રાત્રે તો તેમનો ઉપદ્રવ ગણાય ત્યારે તેમણે કહ્યું કે સિંહનો ડર ન રાખીએ કારણ કે તેનામા એટલો ગુણ છે કે ભૂખ્યો હોય તો જ શિકાર કરે અને તે પણ ખાસ પશુનો માણસ તેને પજવે તો જ તેને મારે, પરંતુ દીપડાનો ભય ખરો પરતુ નવકાર મત્ર જ રક્ષણ કરે છે

થોડા વરસ પહેલા જામનગરમા એક ભાઈને કેન્સર થયેલુ તેને દવાઓ કામ લાગી નહી અને મરવાની તૈયારી જેવી સ્થિતિ થઈ ગઈ પરતુ તેના દિલમા શ્રી નવકાર મંત્રની શ્રદ્ધા જામી તે રાતદિવસ શ્રી નવકાર મંત્રના સ્મરણમા લાગી ગયા થોડા જ સમયમા તેનુ કેન્સરનું દર્દ મટી ગયુ તેના સમાચાર બધા પેપરોમા આવ્યા હતા આવા ભયંકર દર્દો પહેલાના જમાનામા આ પવિત્ર મંત્રની શ્રદ્ધાથી મટી જતા હતા અત્યારે લોકો ડોકટર ઉપર શ્રદ્ધા રાખે છે પરંતુ પવિત્ર નવકાર મત્રની શ્રદ્ધા દવા કરતાં પણ કિમતી છે શ્રદ્ધાને પણ પરમ દુર્લભ કહેલ છે

શ્રી બરવાળા સપ્રદાયના પૂ આચાર્ય શ્રી ચપકલાલજી મહારાજ અગાઉ નાની ઉંમરમા અભ્યાસ માટે બ્યાવર ઘણું રહ્યા હતા ત્યાં તેમને ક્ષય રોગ થયો હતો તેથી તેમને શ્રી નવકાર મત્રની શ્રદ્ધાથી સંથારો કરી મરણ

સુધારી લેવાની ભાવના જાગેલી તેથી અજમેર પાસે પુષ્કર નામનું ગામ અને પહાડ પણ છે ત્યા પહાડ ઉપર જઈ સંથારો કરવો એવો નિર્ણય કરી પુષ્કર ગામમા ગએલા ત્યા શ્રાવકો હતા ઉપાશ્રયમા ઊતરેલા અને પોતાની ભાવના શ્રાવકોને જણાવી ત્યારે ત્યા એવુ બનેલુ કે એક યુવાન શ્રાવકને ક્ષય થયેલો તેને કોઈ યોગીએ દવા બનાવી આપેલી પરંતુ તેની સાથે બ્રહ્મચર્યની પરેજ પાળવી જોઇશે એમ કહેલું તે ભાઈએ દવા લીધી અને એકદમ સારું થયેલુ શરૂઆતમાં તો બ્રહ્મચર્ય પાળેલુ પણ એક દિવસ સ્રીના મોહમા આવી જઈ બ્રહ્મચર્યનુ ખડન થયુ અને રોગે એવો ઊથલો માર્યો કે તે ભાઈનુ મૃત્યુ થઈ ગયુ. તેની દવા વધેલી હતી તે શ્રાવકોએ પૂ શ્રી ચપક મુનિને લેવાની ભલામણ આગ્રહપૂર્વક કરી, અને તે દવા લેવાથી તેમનો ક્ષય રોગ ચાલ્યો ગયો અને ત્યાર પછી પોતે સુદર રીતે ચારિત્રનુ પાલન કરી રહ્યા છે અને અત્યારે એકના પાચ સતો થયા છે અને શ્રી નવકાર મંત્રની પ્રભાવના કરી રહ્યા છે ગઈ સાલ તેમની નાદુરસ્ત તબીયત હોવા છતા વરસી તપ કર્યો આમ, લકવાની અસરથી તેમના શરીરની શક્તિમા ખામી આવી છે. પરતુ આત્માના પરિણામ ટકાવી રહ્યા છે અને આ સાલે અમદાવાદ નવરગપુરામા ચોમાસુ બિરાજે છે ત્યા તેમણે આવી સ્થિતિમા પણ અઠ્ઠાઈ કરી તેમના શિષ્ય શ્રી પારસમુનિએ ૩૬ અને શ્રી તરૂણમુનિએ ૩૦ ઉપવાસનું પારણુ હમણા થોડા દિવસ પહેલા કર્યુ છે તેમના મુખ્ય શિષ્ય શ્રી સરદારમુનિ પણ

જ્ઞાન, ધ્યાન, વિનય, વિવેકમા ગુરુદેવના પ્રતાપે આગળ વધી રહ્યા છે અને શ્રી નવકાર મંત્રની પ્રભાવના સુંદર રીતે કરી રહ્યા છે વળી તેમણે "નમોલોએ સવ્વ સાહુણં" નામનુ પુસ્તક લખીને પણ નવકાર મંત્રનું રહસ્ય કેટલી સુદર રીતે સમજાવેલ છે! આ બધો શ્રી નવકાર મંત્રનો જ ચમત્કાર છે

અમો અમદાવાદ સ ૨૦૨૧ની સાલમા અમદાવાદ નગરશેઠના વડે ચાતુર્માસ બિરાજતા હતા ત્યારે એક બેનને થોડો એવો ઉપદ્રવ હતો કે ઉપદ્રવ થાય ત્યારે એવી મુર્છા આવી જાય કે દાત બંધાઇ જાય મોમા ફીણ આવી જાય આવું વારવાર થાય, તેમના પતિ અમોને કહેકે આવી સ્થિતિ છે મે કહ્યુ કે એવું થાય ત્યારે મને બોલાવવા આવજો એ રીતે તેઓ બોલાવવા આવ્યા હું તેમને ત્યા ગયો ત્યારે સ્થિતિ એવી જ તે વખતે મેં નવકાર મત્ર બોલી છદ મગલિક પણ સંભળાવી, તેથી તરત બેઠી થઇ ગઇ, હવે તેના ઉપાય માટે શ્રી નવકાર મંત્રના સ્મરણપૂર્વક જાપ કરવાનું કહેલું તેઓ તે પ્રમાણે દરરોજ શ્રદ્ધા રાખી કરતા હતા જોકે એકાદ વરસ સુધી તે ઉપદ્રવ રહ્યો પણ પછી બિલકુલ સારુ થઈ ગયેલું. આમ બાર મહિના સુધી ઘણાને શ્રદ્ધા ન રહે પરંતુ તેણે શ્રદ્ધા રાખી તેનુ સારું ફળ મળ્યુ જ આવી બાબતોમા વિચારવુ જોઇએ કે કોઇપણ રોગ કે ઉપદ્રવ એ ખરેખર કર્મની બિમારી છે કર્મ કદાચ જોરદાર હોય તો મોડું

મટે એ બનવાજોગ છે પરંતુ વચમ શ્રદ્ધા જતી રહે તો ના પણ મટે, કર્મ જોરદાર હોય તો સામે ધર્મ પણ જોરદાર કરીએ તો જ કર્મની અસર જાય, આવી બાબતમા શ્રદ્ધા એ મુખ્ય અંગ છે શ્રી નવકાર મંત્રથી સુધારો તો થતો હોય, પણ ધીમો હોય છે એવુ કદાચ લાગે પરંતુ શ્રદ્ધા-પૂર્વક તેમનું આલંબન લેવાય તો જરૂર સુધારો થાય અને કદાચ રોગની બહુલતાએ મરણ થાય તો પણ ભવ કટી તો થાય જ

બીજુ અમો સં ૨૦૨૪મા કાલાવડમા ચોમાસુ બિરા-જતા હતા ત્યા રવાણી કુટુંબ મોટું છે તેમા એક ભાઈને એવો ઉપદ્રવ હતો કે ખોરાક ખાઈ શકે નહિ ખાય કે તરત જ ઉલટી થઇ જાય, અમોને આ વાતની ખબર પડી અને તેના કુટુંબીઓ પણ કહેવા લાગ્યા કે મહારાજ કાંઈ ઉપાય બતાવો અમોએ કહ્યુ–કે શ્રી નવકારમંત્ર જેવો મંત્ર આપણને કુળના સંસ્કારથી મળ્યો છે તેનુ શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરો અને શ્રી નવકારમંત્રના જાપ કરવાની અમુક રીત બતાવી તેમણે વિશ્વાસ રાખી તે પ્રમાણે દરરોજ કરવા માડ્યું અને ધીરે ધીરે ફાયદો થતો ગયો એકાદ મહિનામા તો પૂરેપૂરો ફાયદો થયો તેથી તેને પણ વિશ્વાસ ધર્મ ઉપર એટલો બધો વધી ગયો કે પર્યુષણ પર્વમા અઠ્ઠાઈની તપશ્ચા કરી ધર્મનુ શરણ લેતો થઇ ગયો આ ગામમા લોકોને પણ શ્રદ્ધા એવી બેસી ગઇ કે તે ચોમાસામા એક બ્હેને ૪૧ ઉપવાસ કરેલા ત્રણ બહેનોએ માસખમણ કર્યા અને

સોળ–અગીઆર નવ આઠ વગેરે તપસ્યાનો આકડો એકસો ઉપર થઈ ગયો એક બહેન માસખમણની ભાવથી–તપ કરી રહ્યો હતા તેમના ભત્રીજા જમાઇનો સ્વર્ગવાસ થઇ ગયો તે વખતે બહેનનો ૧૭મો ઉપવાસ હતો બધા સગા–વહાલા કહેવા લાગ્યા કે કાલે પારણુ કરો પરતુ બેનની ઇચ્છા પારણુ કરવાની ન હતી તે બહેનની અંતરની વાત અમોને મળી કે વડીલોના કારણે પારણું કરવું પડશે અમોએ વડીલને બોલાવ્યા અને સમજાવ્યા કે કોઇ તપ કરતું હોય તેને અતરાય પાડવામાં કેટલા કર્મ બંધાય ? શરૂઆતમા સંસારના વ્યવહારની વાત કરવા લાગ્યા ત્યારે અમોએ કહ્યું કે સ્વજનનુ મૃત્યુ થાય ત્યારે તો ખાવાનું ભાવે પણ નહી અને તપ થાય તેમા શું ખોટું છે ? અમે એમ પણ સમજાવ્યા કે તેને માટે આવા પ્રસંગે મહોત્સવ કરવો નહી પરતુ તપમા અંતરાય ન પાડો તે બધાએ ધર્મના વચનો ઉપર વિશ્વાસ રાખ્યો અને તે બહેનનું માસખમણ પૂર્ણ થયેલુ આ બધી ધર્મની શ્રદ્ધા શ્રી નવકારમત્રના પ્રતાપે જ વધે છે શ્રદ્ધા રહે તો તેનો ચમત્કાર અનેરો જ હોય છે

એક વખત અમો વડીયા ગામમા અભ્યાસ માટે પચીસ દિવસ રોકાયા હતા પંડિતજી શ્રી રોશનલાલજી પાસે અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે એક ભાઈ આવી કહેવા લાગ્યા કે મને રાત્રે કોઇ સતાવે છે અમે તેમની હકીકત જાણીને કહ્યું કે તમને જ્યારે એવું લાગે ત્યારે ઊંધા

નવકારમંત્રની માળા એકચિત્તે ગણજો તે પ્રમાણે તેમણે એક બે દિવસ કર્યું પછી અમોને કહેવા લાગ્યા કે એવો જવાબ મળે છે કે હું નવકારમંત્રથી જવાનો નથી હવે શું કરવું ? ત્યારે અમોએ કહ્યું કે તે ખરેખર શ્રી નવકાર મંત્રથી જ ડરે છે એટલે જ તમને નવકારમંત્ર છોડી દેવાનું કહે છે, માટે તમે વિશ્વાસ રાખો અને શ્રદ્ધાપૂર્વક માળા ગણો પછી તે પ્રમાણે કરવાથી રાહત થઇ ગઈ બીજું તે જ ગામનો પ્રસંગ એવો હતો કે અમારે વિહાર કરવાનો હતો અને કાચે રસ્તે જવાનું હતું તેથી એક ભાઈ દરરોજ જે અમારી પાસે આવી સામાયિક વગેરે કરતા હતા, તેમને અમોએ વાત કરી કે આવતી કાલે એક માણસ વિહાર માટે જોઇશે, તે માટે બંદોબસ્ત કરશો તે ભાઇએ મહેતાજીને કહ્યું મહેતાજી અમોને આવી કહેવા લાગ્યા કે તમે શેઠને વાત ન કરી, શેઠને વાત કરવી જોઈએ. ત્યારે અમોએ કહ્યું, શેઠ તો અહીં આવતા જ નથી જેથી જે ભાઈ આવતા હતા તેમને અમોએ વાત કરી છે જુઓ નવકારમંત્રનુ જેઓ સાચું આરાધન કરતા નથી, તેના દિલમા કષાયનુ જોર કેવુ હોય છે તે જાણી અમોને થોડુ આશ્ચર્ય થયુ કે મોટા લોકોને કેટલું માન હોય છે ? જો કે મહેતાજીએ બંદોબસ્ત કરી દીધો હતો અને અમારે બીજે દિવસે વિહાર કરવાનો હતો તેથી અમોએ વિચાર્યું કે કષાય રહી જાય તે સારુ નહી તેથી હુ પોતે ગોચરી તેમને ઘેર ગયો ત્યારે તેમને બધી વાત કરી કે અમારા દિલમા તમારુ

અપમાન કરવાના ભાવ ન હતા, પરતુ તમને એવું લાગ્યુ તે બદલ ક્ષમા માંગવા આવ્યો છું તે ભાઈ બિચારા ગળગળા થઈ ગયા અને કહેવા લાગ્યા કે મારી ભૂલ તમે સુધારી તેથી તમારો ઉપકાર માનું છુ આવી સરળતા એ નવકાર મંત્રનો જ પ્રતાપ છે

આવી સરળતાનો ગુણ અમારા પૂજ્ય ગુરુદેવ ૧૦૦૮ સ્વ ગચ્છાધિપતિ પૂ શ્રી છગન ઋષિજી મહારાજ તરફથી વારસામા મળ્યો છે એમ હું માનુ છું તેનો પ્રસંગ એવો હતો કે અમો મોસાળમા અમારા માતાના પિતા પટેલ છગનલાલ પ્રાણજીવનદાસને ત્યાં મોટા થયેલા અને જૈન ધર્મના સસ્કાર પામેલા ત્યા કોઈ ખાસ પ્રસગે અમારા નાનાની ભાવના થઈ હતી કે આ પ્રસંગે હુ સઘ-જમણ કરું તે વખતે શ્રીસંઘમા વણિકના ૧૨૫ આસપાસ ઘર હતા તેમાં બે પક્ષ હતા તેનું સમાધાન કરાવવા માટે અમારા નાના પૂ શ્રી છગનઋષિજી મહારાજને વિનતિ કરી નજીક હતા ત્યાથી પધારવા વિનંતિ કરી તેઓ પધાર્યા અને બને પક્ષોના આગેવાનોને બોલાવી સમજાવવા લાગ્યા કે સમજીને સમાધાન કરો અને સુશ્રાવકની ભાવના પૂરી કરો તે પ્રસંગે કાઈ ઊચીનીચી વાતો તો થાય તેથી ગુરુ મહારાજે કોઈ કડક શબ્દો કહ્યા હશે તેથી એક શ્રાવક શ્રીયુત શકરાભાઈ દેવચંદ હતા તેમને ખોટું લાગ્યુ તેથી મીટીંગમાથી એકદમ ચાલ્યા ગયા અને તેઓ ઉપાશ્રયથી એક માઈલ જેટલે દૂર જીન પ્રેસમા રૂનું કામકાજ કરતા હતા

ત્યાં જતા રહ્યા ગુરુ મહારાજને લાગ્યું કે કડક શબ્દો વાપર્યા તેથી આમ થયું તેથી તેઓ તરત જ તડકો હતો છતાં એક માઈલ જીનમાં ગયેલા અને કહ્યું "શંકરાભાઈ, તમોને મારા શબ્દો કડક લાગ્યા માટે ખમાવવા આવ્યો છું" તેથી તેઓના દિલમાં એવી અસર થઈ કે ગુરુ મહારાજનું માનીને સમાધાન કરવું જ જોઇએ એમ વિચારી રસપૂર્વક લક્ષ રાખી બધાને સમજાવી ફરી ભેગા કર્યા અને સમાધાન થયેલું અને શ્રીસંઘ જમણનો લાભ અમારા નાનાને મળેલો ખરેખરો લાભ તો બન્ને પક્ષોમાં સમાધાન થયું એ જબરજસ્ત લાભ હતો આ અમારા ગુરુમહારાજને નવકાર મંત્રની સાચી શ્રદ્ધાપૂર્વકની આરાધનાનું જ ફળ હતું કષાય ઓછી થાય એ જ શ્રી નવકાર મંત્રની શ્રદ્ધાનો ચમત્કાર છે

અમો ગઈ સાલ રાયચુરથી બેંગલોર બાજુ વિહારમાં હતા ત્યારે ડોડ બાલાપુરના શ્રાવકો સેવાનો લાભ સારી રીતે લેતા તે સમયે એ કર્ણાટક દેશનો માણસ બન્ને ભાષાનો જાણકાર અમારી સાથે મોકલ્યો હતો એક દિવસ સાંજે વિહાર કરી નાના ગામડામાં ગામ [illegible] રોકાયા હતા ત્યાં અમો રાત્રે સૂઈ ગયા તે બહાર ઓટલા પર સૂઈ ગયેલો રાત્રે અંદાજ સુમારે તે માણસને વીંછી કરડ્યો ને એકદમ બેઠો થઈ ગયો વીંછીના ડંખ [illegible] તો દરદ એવી હતી તે થોડો સહનશ [illegible] હોવા

લીધે બૂમો ધીરી ધીરી પાડતો હતો અમો જાગી ગયા પછી તે ગામમા જે મુખ્ય માણુસ હતો તેને ઘેર જઇને ઉઠાડચો પણુ તેની પાસે દવા વગેરે ન હતી તેથી પાછો આવ્યો પછી અમોએ સામે બેસાડી શ્રી નવકાર મંત્ર, તેમજ છંદ વગેરે સભળાવ્યા લગભગ એક કલાક પછી તેને ઊઘ આવી ગઈ અને સવારે અમો પ્રતિક્રમણ કરી ભેટ બાધી તૈયાર થયા તો પણુ તે ભાઈ સુતો હતો તેને જગાડચો અને વિહાર કર્યો આમ નવકાર મત્રનો પ્રભાવ કેટલુ કામ કરે છે પરતુ શ્રદ્ધા તેનો મુખ્ય વિષય છે

સૌરાષ્ટ્રમાં ઢસા જકશન છે ત્યા દૃઢ શ્રાવક નરભેરામભાઈ જેઠાલાલ બગડીયા છે તે એટલા બધા સેવાભાવી અને શ્રદ્ધાવાન શ્રાવક છે કે ઘણીવાર સતોની સાથે વિહારમાં સેવાભાવથી રહે ધંધાની પણુ પરવા ન કરે તે પણુ નવકાર મત્ર ઉપર એવી શ્રદ્ધા ધરાવે છે કે આગળ પાછળના ગામડાના લોકોને કોઈ એવો ઉપદ્રવ થાય ત્યારે શ્રી નવકાર મત્રના પ્રયોગથી સાપ અને વીંછીના ઝેર ઉતારે છે આવા કાઈક શ્રદ્ધાવાન શ્રાવકો પણુ નવકાર મંત્રનો પ્રભાવ જગતમા પાડી રહ્યા છે

અમો ગઇ સાલ કોઇમ્બતુર ચોમાસું હતા ત્યારે એક ભાઈની તબીયત એટલી ખરાબ રહેતી કે ઊભા થવામાં પણુ મુશ્કેલી, સરખી રીતે બેસી શકે પણુ નહિ કેટલીય વાર હોસ્પીટલમા દાખલ કરેલા પરંતુ ફાયદો ન થાય.

હેવટે તેમણે કંટાળી દવા છોડી દીધી અને શ્રી નવકાર મંત્રની શ્રદ્ધાપૂર્વક ગરમ પાણી વગેરેના પ્રયોગ કરતાં અત્યારે તબીયત ઘણી સુધારા ઉપર છે

અહીયાં અમો મદ્રાસ આવ્યા પછી એક ભાઇ શ્રી નવકાર મંત્રની શ્રદ્ધાવાળાના પરિચયમા આવતા તેમણે વાત કરી કે અમારા એક સંબંધીનુ કુટુબ માટુંગા મુંબઇથી યુરોપ ફરવા માટે ગયેલું ત્યાં લંડનમા અમુક સામાન મુકીને પૈસા પણ જરૂર જેટલા લઇને યુરોપના બીજા દેશોમા જોવા માટે ગયેલા સ્વીટઝરલેન્ડમા ગયેલા ત્યા તેમનો દીકરો બીમાર પડયો અને પેટનો દુખાવો એટલો સખત હતો કે બેસી કે સૂઇ શકાય નહી જેથી હોસ્પીટલમા દાખલ કરવાનો વિચાર કર્યો પણ ત્યાં હોસ્પીટલના ડોકટરોની ફી વગેરે ભરવાના અને બીજા ખર્ચના પૈસા તેમની પાસે ન હતા લંડન જઇને લાવી શકાય એટલો ટાઇમ લઈ શકાય એવી સ્થિતિ ન હતી તેથી ખૂબ મુઝાયા તેઓ જૈન ધર્મી ન હતા પરતુ જૈન સતનો કોઇ વખત પરિચય થયેલો તેમણે નવકાર મત્ર શીખવાડેલો તે યાદ આવ્યો અને પોતાના રહેઠાણ ઉપર ઘરના બધા શ્રી નવકાર મત્રનો જાપ કરવા એક ધ્યાનપૂર્વક લાગી ગયા તેથી તે દરદવાળા ભાઇને ઊઘ આવી ગઈ થોડીવાર પછી જાગ્યો ત્યારે જાપ તો ચાલુ હતા તેમણે પૂછ્યું કે શું કરો છો ? પછી તેને શ્રી નવકાર મત્રની વાત કરી તેને પણ શ્રદ્ધા થઈ ગઈ આ મત્રના પ્રભાવે બધું દરદ મટી ગયું તેઓને શ્રદ્ધા

તો હતી પણ હવે દૃઢ થઈ અને મુબઇ આવી જૈન ધર્મનુ પાલન કરવા લાગ્યા એટલે કે શુદ્ધ જૈન બની ગયા છે

સં ૨૦૧૧ ની સાલમા બા બ્ર વિદૂષી પ્રખર વ્યાખ્યાતા પૂ શ્રી શારદાબાઇ મહાસતિજી ખભાતમા ચાતુર્માસ બિરાજતા હતા અને વીતરાગ વાણીના પ્રભાવ પાડી રહ્યા હતા તે સાલમા પાચ મહીના ચોમાસાના હતા સ્થાનકવાસી પ્રણાલિકા મુજબ પર્યુષણ પર્વ પ્રથમ શ્રાવણ વદ ૧૩ થી શરૂ થયા ભાવિક ભક્તોએ સારી સખ્યામાં તપની આરાધના કરી મે પણ શ્રાવકપણામા અઠ્ઠાઇ કરી હતી પર્યુષણ આનદપૂર્વક ધર્મધ્યાનથી પૂર્ણ થયા ત્યાર પછી દેરાવાસી લોકોના પર્યુષણ શરૂ થયા ખંભાતમા તેઓની વસતી ઘણી છે જેથી તેઓ પણ તપ – જપમા લાગી ગયા પૂ શારદાબાઇ મહાસતિજી પણ કહેવા લાગ્યા કે એક મહિનો વધારે છે તેનો લાભ આપણે પણ લેવો જોઇએ તેમના ઉપદેશથી ભાદરવા સુદ ૧ થી પાચમ સુધી પચરંગી કરવી એવો નિર્ણય સઘે લીધો ઘણા ભાઈ બહેનો જોડાયા તેમા હુ પણ હતો પાચ દિવસ સુધી ઉપાશ્રયે જ રહેવાનું અને દશમુંવ્રત ગોચરીનું કરવાનું તે માટે ઘણા ભાઇઓ તૈયાર થયેલા, બહેનો પણ સારી સંખ્યામાં હતા આ દિવસોમા વેપાર ધધા ચાલુ હતા તેથી અમારા ભાગીદાર સોમાભાઈ હતા તેમને ત્યા એક મદ્રાસનો વેપારી જેનું નામ ભગત ચેટ્ટી તરીકે પ્રસિદ્ધ હતું એટલે કે ભગવાન ભક્તિ તરફ તેમને ખૂબ આદરભાવ હતો તે વેપારી અમારા ભાગીદારને ઝવેરાતનો

માલ બતાવવા આવેલા તેઓનો અમુક માલ અમારા ભાગીદારે પસંદ કર્યો અને મને સમાચાર મોકલ્યા કે માલ ખરીદવા જેવો છે, માટે કાલે હાજર રહેજો મને મારા પુત્રોએ રાત્રે આવી વાત કરી કે કાલે દશમું વ્રત કરશો નહી અને વેપાર માટે હાજર રહેજો શરૂઆતમા લોભમા થોડુ મન ચચળ થયું પણ શ્રી નવકાર મંત્ર ઉપરની શ્રદ્ધાના કારણે એટલે કે પંચપરમેષ્ટિરૂપ સંત સતિના વચનો ઉપર આદર રાખવો જોઈએ અને લોભ કે તૃષ્ણામાં ન તણાવું જોઇએ એવા વિચારે મનને દૃઢ કર્યું કે પાચ દિવસ પૂરા કરવા જ જેથી મેં જવાબ આપ્યો કે, હુ તો પાચ દિવસ આવીશ નહિ તેમને ઠીક લાગે તેમ કરે. બીજે દિવસે તે વેપારી આવેલા પણ હું હાજર ન હતો અને મારા ધર્મધ્યાનના નિર્ણયની ભાગીદારે વાત કરી તે જાણી તે પણ કબૂલ થયો કે ભલે હું ત્રણ દિવસ પછી આવીશ માટે તે માલ ઉપર સીલ કરો જેથી હુ બીજે બતાવી શકુ નહી ભાગીદારે સીલ કરી આપ્યુ પાચ દિવસ પછી હુ ગયો અને તે વેપારી પણ આવી ગયા અને ઝવેરાતમા લાલમાણેકના ત્રણ નગનો રૂા ૨૧૦૦)મા વેપાર થયો અમારો ધધો આવો કાચો માલ લઇ કટીંગ કરી તૈયાર નગો પરદેશ મોકલવાનો હતો તે મુજબ તે ત્રણે માણેકના નગો અમોએ કટીગ કરી તૈયાર કર્યા અને પરદેશમાં જુદી જુદી જગાએ મોકલ્યા તેમાથી છ મહીના આસપાસમા એક માણેક રૂા ૩૫૦૦) મા વેચાયું બીજું

પણ થોડા વખત પછી રૂ. ૧૫૦૦) મા વેચાયું અને એક નંગ તો ત્રણ વરસ પછી પાછુ આવ્યું તે પણ એક હજાર આસપાસની કિંમતનું હતું પછી મે તો દીક્ષા લીધી છોકરાઓએ તે નંગ વેચ્યું હશે આ રીતે શ્રી નવકાર મત્રની આરાધના પ્રત્યે શ્રદ્ધા ટકી તો વેપારમા પણ ત્રણ ગણો નફો થયો, એટલે કે વેપાર બગડ્યો પણ નહી અને લાભ સારો થયો. આ કેવો ચમત્કાર ?

એથી ઉલટો પ્રસંગ મારે માટે સં ૨૦૦૯ ની સાલમા બનેલો તે સાલમા મહાન તપસ્વી ગચ્છાધિપતિ ૧૦૦૮ પૂ શ્રી ગુલાબચંદજી મહારાજનું ચોમાસું હતું, જેમના સત્સં-ગથી અમારામાં સૂત્રો ભણવાની લાયકાત આવેલી ચોમાસામાં બધા ગુરુ મહારાજોની તિથિઓ પાખી વગેરેના પ્રસંગોએ અમો પોષા અગર દસમું વ્રત કરતા તે સાલમા તેમની સાનિધ્યમા પ્રથમ જ અઠ્ઠાઈ કરેલી આ ચોમાસામા ગુરુ મહારાજોની એક પુણ્યતિથિનો ખ્યાલ ન રહેલો તેથી એક ઝવેરાતના કાચા માલના વેપારી જે બહારથી આવેલ હતો તેનો માલ જોવાની એપોઈન્ટમેન્ટ અમોએ આપેલી ગુરુદેવે અમોને આગલે દિવસે તિથિ યાદ કરાવી પરંતુ અમે વેપારના લોભમા તે તિથિનું આરાધન કર્યું નહીં અને વ્યાખ્યાન પછી અમો તે વેપારી જ્યા ઊતરેલો ત્યા ગયા તે વેપારી ત્યા મળ્યો નહીં અને આખા દિવસમા પણ તે મળ્યો જ નહીં અને ધંધો પણ થયો જ નહીં, આ થોડી ગુરુના વચનો પર અશ્રદ્ધાનુ જ પરિણામ હતું માટે

નવકાર મંત્રના પંચ પરમેષ્ટિનો આદર શ્રદ્ધાપૂર્વક કરવો જ જોઈએ

સં ૨૦૧૨ ની સાલમા ખંભાતમાં ચોમાસું કોનું કરાવવુ ? તે પ્રશ્ન ઉપસ્થિત થયો ખભાત સપ્રદાય તેમજ બરવાળા સપ્રદાયના સત સતિઓના અત્યાર સુધી ચોમાસા થતા પરતુ બન્ને સપ્રદાયોમા એવી ઓટ આવી કે બન્ને સઘો મુઝાયા પરંતુ નમો લોએ સવ્વસાહુણ એ પદની શ્રદ્ધાપૂર્વક બન્ને સઘના આઠ ભાઈઓએ નિર્ણય કર્યો કે આપણે ચોમાસાની વિનતી માટે નીકળવું અને ગમે તે સપ્રદાયનુ ચોમાસુ મેળવીને જ પાછા ઘેર આવવુ પ્રથમ અમો ધધુકા પૂ મોઘીબાઈ મહાસતિજી પાસે જઈ વિનંતી કરી તેઓનુ ચોમાસુ નદરબાર નક્કી થયું હતુ તેથી અમોએ બોટાદ ગયા ત્યા પૂજ્ય ગચ્છાધિપતિ ૧૦૦૮ શ્રી માણેકચંદજી મહારાજને વિનંતી કરી પરંતુ તેમની તબીયત અનુકુળ ન હોવાથી શિષ્યો પણ તેમની સેવામા જ રહેવા માગતા હતા ત્યાંથી અમો રાણપુર પૂજ્ય શ્રી ઘાસીલાલજી મહારાજ પાસે ગયા ત્યા પણ કાંઈ યોગ લાગ્યો નહી પછી ત્યાથી રાજકોટ ગયા દાનવીર શેઠ દુર્લભજી વિરાણીને મળ્યા તેમના દીકરા વિનોદકુમારનો અમોને થોડો પરિચય થયેલો તેઓ અને અમે બન્ને વૈરાગીભાવવાળા હતા અને તેઓ અગાઉ ખભાત પૂ શારદાબાઈના દર્શને આવેલા ત્યારે પરિચય થયેલો તે આધારે અમો તેમને મળ્યા અને શ્રીયુત દુર્લભજીભાઈ વિરાણીના ખાસ સાથીદાર મોહનલાલ

પોપટલાલ રાવબહાદુર હતા તેઓ બન્નેને મળી વાત કરી કે અમારે તો કોઈપણ સત સતિનું ચોમાસુ કરાવવુ છે આ રાવબહાદુરનો ઇલ્કાબ તેમને કોઇ સ્ટેટ તરફથી મળેલો હતો તેઓ વાણિયા હોવા છતા પોલીસ ખાતાના મોટા હોદ્દા ઉપર હતા અને ધર્મને સન્મુખ રાખી નોકરીની ફરજ પણ બજાવતા હતા તે સ્ટેટમા કોઈ ડાકુનું જોર ઘણુ હતુ તેને પકડવાનુ કામ તેમને સોપવામા આવ્યું હવે ભયકર ડાકુને કેવી રીતે પકડવો એવો વિચાર કરતા, અહિંસાનો ધર્મ ચુકાય નહી એવા ભાવથી કોઇ પણ શસ્ત્ર લીધા વગર અગર કોઇને સાથે લીધા વગર તેને ઘેર સાદા વેશમા પહોચી ગયા અને શ્રી નવકાર મત્રનું સ્મરણ કરવા લાગ્યા. તેમને જોઈ પેલો ડાકુ ઘરમાંથી બહાર આવ્યો અને શ્રી નવકાર મત્રનો એટલો બધો પ્રભાવ તે ડાકુ પર પડ્યો અને ડાકુએ પૂછપરછ કરી ત્યારે તેમણે સાચી હકીકત કહી કે મારી ફરજ પ્રમાણે તમને પકડવા આવ્યો છુ ડાકુના દિલમાં પલટો આવ્યો કે ચાલો હુ તમારી સાથે જ આવુ તેથી તેમણે પોતાનો ફેંટો માથેથી ઉતારી તેના વડે બાધી દરબારમા લાવ્યા અને તે ડાકુને પણ હૃદયપલટાને લીધે રાહત દરબારે આપી અને આવા ડાકુને પકડવા બાબત તેમને રાવબહાદુરનો ઇલ્કાબ આપ્યો પછી જ્યારે તેઓ નિવૃત્ત થયા ત્યારે હ મેશ સામાયિકમા જ રહે દરરોજ દસ બાર સામાયિક કરતા હતા અમો તેમને મળવા ગયા ત્યારે તેઓ સામાયિકમા જ હતા પરતુ ધર્મની વાત હતી અને તેઓ ગોંડલ સંઘાણી સંઘના આગેવાન હતા તેમના

સાધ્વીજી વિદુષી શ્રી જયાબાઇનું ચોમાસું અમોને મળી શકે તે માટે તમારી પાસે આવ્યા છીએ એમ કહ્યું એટલે તેમણે અમોને તે મહાસતિજી ઉપર પત્ર લખી આપ્યો તે પત્ર લઈ અમો જામનગર ગયા ત્યા તે મહાસતિજીના નાના બેન શ્રી વિજયાબાઈ મહાસતિજીને ઓપરેશન કરાવેલુ હતુ તેથી હોસ્પિટલમા ત્યાના પ્રમુખ શ્રી ભગવાનજી વારીયા જેવા દઢ શ્રાવકને લઈ ગયા, અને આગ્રહપૂર્વક વિનંતી કરી પણ ડોકટરની સલાહ લાબો વિહાર કરવાની ન હતી તેથી પાછા રાજકોટ આવ્યા બીજે દિવસે વડીયા પૂ આચાર્યશ્રી પુરુષોતમજી મહારાજની સેવામા પહોચ્યા અમોને જોઇને પૂર્વનો પરિચય અમારા વડીલોએ તેમની જે સેવા કરેલી તે યાદ લાવી આનદ-પૂર્વક અમારી વાત સાભળી અને કહ્યુ કે હુ તો આવી શકુ એવી સ્થિતિમા નથી પરતુ મારા કોઈપણ સાધુ સાધ્વી ખભાત પધારવા તૈયાર હોય તો હુ આજ્ઞા આપીશ સફળતા નહી મળે એમ લાગતા અમો વડીયાથી દામનગર ગયા ત્યા પૂ શ્રી કસ્તુરીબાઈ મહાસતિજી ઠા—૩ બીરાજતા હતા જેમણે ૨૫ વર્ષ પહેલા ખભાત ચોમાસુ કર્યું હતુ તેમને વિનતી કરી સદ્ભાગ્યે તેમની કૃપાદૃષ્ટિથી અમો સફળ થયા

ત્યાંથી થોડા માઈલ દૂર સાવરકુડલા બા. બ્ર વિદુષી પૂ શ્રી લીલાવતીબાઇ મહાસતિજી બીરાજતા હતા તેમના દર્શન કરવાનુ અગાઉ વિચારેલુ પરતુ બે ત્રણ દિવસના

હિસાબે નીકળેલા બધા અકળાયા અને પાછા ખભાત તરત જતા રહેવુ એમ અમુક માણસોએ પોતાનો નિર્ણય જણાવ્યો શા ચીમનલાલ છોટાલાલ કાપડીયા જેમનો કોઇ ફોરેનનો વેપારી મુંબઈ સ્ટીમરમા આવનાર હતો અને પા જગજીવનદાસ હરીલાલના ભાઈ દિલ્હી ગયેલા હોવાથી ઘરે જવાની ઉતાવળ કરતા હતા છતા સુશ્રાવક શ્રી ઉજમશીભાઈ તથા મારો અભિપ્રાય તો સાવરકુડલા પૂ લીલાવતીબાઈના દર્શને જવાનો ખાસ હતો બીજાઓનો અમોને ટેકો મળ્યો અને પછી બધાય ગયા ત્યા પૂ મહાસતિજીને ચોથો ઉપવાસ હતો બીજે દિવસે સઘજમણુ હતું સઘજમણુ છોડીને જવું વ્યાજબી ન લાગ્યુ તેથી બે દિવસ વધારે થઈ ગયા પરતુ ઘરે પહોચ્યા ત્યારે ચીમનલાલ કાપડીયાના ફોરેનના વેપારીના એવા સમાચાર હતા કે બીજે અઠવાડીએ તે આવવાના હતા જગજીવનદાસના ભાઇ દીલ્હીથી આવી ગયા હતા અને બીજા બધાઓને પણ ધધા–રોજગારમા કોઇ મુશ્કેલી પડી નહોતી આ ખરેખર નવકાર મત્રનો જ ચમત્કાર હતો

પૂજ્ય મહાન તપસ્વી શ્રી ગુલાબચદજી મહારાજ વટામણ ગામમ' ચોમાસુ બિરાજતા હતા તેમા' એક રૂક્ષ્મણીબહેનને ઘરમાથી સાપ કરડચો તે દિવસે સવારમા વડીલો બધાએ વટામણ ગામ બહાર ન જવુ એવા પચ્ચખાણ કરેલા હવે સાપ ઉતારનાર બીજા ગામમા રહેતો હતો હવે પચ્ચખાણ બહાર નહિ જવાના હતા તેથી

પૂ મહારાજને પૂછવા ગયા પૂજ્ય મહારાજે બાઇને બોલાવી શ્રી નવકારમંત્ર વગેરે સ્તોત્ર સ્તવનો સંભળાવ્યા અને સાપનું ઝેર ઊતરી ગયુ બધાને ચમત્કાર જાણી શ્રદ્ધા દૃઢ થઇ

અમો પંદર વરસની ઉમરમા પૂજ્ય ગુરૂદેવ શ્રી છગન ઋષિજી મહારાજ સાહેબની ટકોરથી દરરોજ સાજે પ્રતિક્રમણ કરવા ઉપાશ્રયે જતા હતા ત્યારે એક વખત મને વીછી કરડેલો ત્યારે ગુરૂદેવે નવકાર મંત્ર સહિત છંદ મંગલીક સંભળાવેલ તેથી ઘણી રાહત થયેલી પછી ઘેર જઈ એક બે કલાકમા તો સારી રીતે ઊઘ આવી ગઈ. ત્યાર પછી અનુક્રમે મારી શ્રદ્ધા દૃઢ થતી ગઈ

હમણા મદ્રાસના પરાઓમા વિચરતા હતા ત્યારે એક મારવાડી બહેનને હોસ્પીટલમાં આઠ દિવસ રાખેલી છતા રોગમાં કઈ ફેરફાર પડયો નહી કારણ કે દેવનો ઉપદ્રવ હતો. તેમના સગાવહાલા અમારી પાસે લાવ્યા અમોએ છંદ મંગલીક વગેરે સંભળાવ્યા તેથી થોડી સ્વસ્થ થઇ અમોને વંદણા નમસ્કાર કર્યા પછી તેઓ તેને બીજે ગામ તેના ઉપાય માટે લઈ જવાનો નિર્ણય કરી આવ્યા હતા તે વખતે અમારી સાથે પંડિત સિદ્ધરામ નામના દૃઢ શ્રાવક હતા તેમણે જરા પુછપરછ કરી તો આડુ-અવળુ બોલવા લાગી ત્યારે તેનો હાથ પકડી નવકારમંત્ર સ્તવનો વગેરે સંભળાવતા હતા ત્યારે હાથ છોડાવવા ખૂબ પ્રયત્ન કરતી પરંતુ તેમણે હાથ છોડયો નહી અને

કબુલાત લીધી કે હવે નહિ પજવુ પછી બધી રીતે સારું થઈ ગયુ

### શ્રી નવકારમન્ત્રનો અચિંત્ય મહિમા

જેનો મહાન મહિમા સર્વત્ર વિખ્યાત છે એટલે કે ત્રણે લોકમા પ્રસિદ્ધ છે અનેક ભવ્ય જીવો તેની સમ્યક્ આરાધના કરી અજર અમર અવિનાશી સુખ પામ્યા છે એવો આ મહામન્ત્ર સર્વ દુખો દૂર કરવામા ખરેખર કલ્પવૃક્ષ સમાન છે મનુષ્ય ધારે તો જ અને શ્રદ્ધા કરે તો જ પચપરમેષ્ટિ તરફ આદરભાવ લાવતા અનત સુખો પામી શકે છે અર્થાત્ પરમેષ્ટિ મહામન્ત્ર એવો અનુપમ અને અદ્ભુત છે કે આરાધકોના આધિદૈવિક, આધિ-ભૌતિક અને આધ્યાત્મિક સર્વ દુખોનો વિનાશ કરવામા સાક્ષાત્ ચિતામણી રત્ન સમાન છે સર્વ આગમ શાસ્ત્રોના અમૃતમંથનનો નિચોડ છે અને ભયમાત્રનો સંહારક છે અને એવા ગુણો આરાધકને પ્રાપ્ત કરાવે છે કે તેનું કલ્યાણ થાય જ

વૈદિક ધર્મ અનુસાર જ્યારે સમુદ્રમથન થયું ત્યારે તેમાંથી બે પદાર્થો નીકળ્યા અમૃત અને ઝેર અમૃત તો સર્વ દેવોએ વહેચી પી લીધુ પણ ઝેર કોણ પીએ ? આ સમયે શકર બધુ ઝેર પી ગયા, તેથી બધાને તો દેવ કહેવાય છે પરતુ શકરને તો મહાદેવ તરીકે મનાય છે બધા દેવોની મૂર્તિઓ તો સારી રીતે ભૌતિક કપડા તથા આભૂષણોથી શણગારાય છે. પરંતુ શંકરનું તો લિંગ

પૂજાય છે અને શંકરનું મંદિર કાયમ ખુલ્લુ જ રહે છે અને ત્યા મોટામોટા નાગ આવીને પણ શાતિ પામે છે આ રીતે દુનિયામા પણ ક્રોધ માન માયા અને લોભનું ઝેર પચાવનારા કેટલા ? અરિહત પ્રભુ અને શ્રી સિદ્ધ ભગવંતોએ આ ઝેર સપૂર્ણ રીતે પચાવ્યુ છે અને આચાર્ય ઉપાધ્યાય અને સાધુ સાધ્વી આ ઝેર પચાવવા માટે પ્રયત્નશીલ બન્યા છે એટલે કે જ્યાકે ૨૨ પરિસહો અગર કોઈ ઉપસર્ગ આવી જાય છે ત્યારે કેવી સહનશીલતા કેળવે છે એવા કેટલાય મહાન પવિત્ર આત્માનો દુનિયા પરિચય કરે છે તેમા વળી અન્ય ધર્મી જ્યારે સાધુની રીતભાતો જાણે છે ત્યારે આશ્ચર્યમા ગરકાવ થઈ જાય છે, તેમજ શ્રાવક શ્રાવિકાઓ પણ પંચપરમેષ્ટિના ઉપાસક હોવાથી તેઓ ધીર વીર અને ગભીર બનીને સસારનુ નાવ ચલાવે છે મોટી મોટી તપશ્ચર્યાઓ પણ નવકાર મત્રની શ્રદ્ધાના બળે જ થાય છે

જો પચ અણુવ્રતનુ પાલન કદાચ આખી દુનિયાના લોકો કરે તો કોર્ટ કચેરી કે રાજ્યની વ્યવસ્થાની પણ જરૂર પડે નહિ તો પછી પાચ મહાવ્રત પાળનારા મુનિઓની તો વાત જ કેવી ? જે રાજ્યવ્યવસ્થા પણ લુટારુ ચોર, અને બદમાસોને કાબુમાં લઈ શકતી નથી એવા ભયકર ડાકુઓને સતો અને કેટલાક ચારિત્રવાન ગૃહસ્થોએ સુધારી દીધા છે આ બધોય પ્રભાવ શ્રી નવકાર મત્રની આરાધનાનો જ છે

જામનગરમાં અમોએ ચોમાસું કરેલ છે ત્યાર પછી શેષ કાળ માટે ગયેલા ત્યારે પરિચિત ભાઈઓ બધા રાત્રે ચર્ચામાં આવતા હતા તેઓને અમોએ સામાયિક કરવાની રીત બતાવેલી હોવાથી સામાયિક કરીને ધર્મચર્ચા કરતા એક ભાઇ દરરોજ આવતા હતા તે એક દિવસ આવ્યા અને કહે કે મંગલીક સભળાવો અમોએ કહ્યું કે સામાયિક કરોને ત્યારે તે ભાઇ બોલ્યા સામાયિક તો બહુ કરી પણ આજે તો તમારી છેલ્લી મંગલીક સાભળવા આવ્યો છુ મારે માટે મોટી આફત છે ધર્મ કર્યો પણ આફત વધી તેથી આજે માકડ મારવાની દવા લઇને આવ્યો છુ કારણ કે હુ બજારમા મારુ મુખ કાલે બતાવી શકું તેમ નથી. ત્યારે અમોએ ખાસ આગ્રહ કર્યો કે આજે તો સામયિક કરો જ તેમણે તે વાત માની સામાયિક કરી પછી અશ્રદ્ધા થવાનુ અમોએ કારણ પૂછ્યુ તો તેને તે દિવસે ધંધામા ખોટ આવી હતી અમોએ કહ્યુ કે શ્રી નવકાર મંત્ર ઉપર શ્રદ્ધા રાખો અને ઘેર જઇ અગર અહીં નવકાર મંત્ર એક કલાક એકચિત્તે જાપ કરો પછી કોઇ સબંધીને પત્ર અગર ચીઠ્ઠી લખી તમારી હકીકત જણાવજો અને આવતી કાલે તમે બજારમાં જશો નહી પરંતુ ઉપાશ્રયે અમારી પાસે જ રહેશો એમ કહીને અમે તેમની પાસેથી દવા ઝેરની લઇ લીધી એ પ્રમાણે તેમણે કર્યું અને તેમણે કોઈ સબધીઓ ઉપર બે ત્રણ જગાએ પત્રો લખ્યા, તેમના તરફથી તેમને રાહત મળી તેથી તેઓ બજારમા જઇ શકયા

અને વેપાર ચાલુ થઇ ગયો શ્રી નવકાર મંત્રની આરાધના શ્રદ્ધાપૂર્વક થાય તેનો પ્રભાવ પડયા વગર રહેતો જ નથી

સર્વ પાપમેલને ધોવાનું જો કોઇ મંગલમય અને પવિત્ર તીર્થ હોય તો પંચપરમેષ્ઠિ દેવો છે એ જંગમ તીર્થ જ તરણતારણ છે જગતનો ઉદ્ધાર કરનાર છે તેમની બરાબર બીજા કોઈ દેવો નથી તેથી ત્રણે લોકમાં ઉત્તમ છે તેઓના ગુણોનું વર્ણન ચામડાની જીભથી થઈ શકે નહિ પરંતુ જેના હ્રદયમાં શ્રી નવકાર મંત્રનું સ્થાન પામ્યું છે તેઓ તમામ દુખોનો નાશ અનુક્રમે કરી શકે છે

આ ૩૫ અક્ષરો રૂપ બિંદુમાં સર્વ સુખનો સિંધુ સમાયેલો છે જેમ વડના બીજમાં અનંત મહાકાય વડલાઓ ઉત્પન્ન કરવાની તાકાત રહેલી છે તેમ શ્રી નવકાર મંત્રમાં અપાર લબ્ધિઓ, અગણિત શક્તિઓ અને દિવ્ય સંપત્તિઓ પ્રગટ કરવાની મહાન શક્તિઓ આ બિંદુમાં સિંધુના ન્યાયે સમાયેલ છે એક મહાન ચિત્રકારે એક પાવલી જેટલી જગ્યામાં ૧૦૮ હાથીઓ ચીતરેલા છે એક ચોખાના દાણા ઉપર આખો નવકાર મંત્ર ચીતરેલો છે હૈદ્રાબાદમાં આવો કારીગર આવેલો તેની પાસે અમુક ચોખા હતા તે નવકાર મંત્રવાળા ચોખાની હરાજી થયેલી તેમાં દરેક ચોખાના રૂ ૧૦૦૦) ઉપરાંત ઉપજેલા તે બધાનો ઉપયોગ જ્ઞાન ખાતામાં થયેલો આવા એક જડ ચોખાની કિંમત નવકાર મંત્રના પ્રતાપે કેટલી વધી ગઈ તો જે ચેતનમાં નવકાર મંત્ર ચીતરાઈ જાય તેની કિંમત કેટલી ? મોક્ષનુ અનુપમ સુખ અપાવે એટલી

અણુબોમ્બ એ આજના વૈજ્ઞાનિક યુગની મોટામાં મોટી સિદ્ધિ મનાય છે અણુ એ પુદ્ગલ જે જે જડ છે તેનો નાનામા નાનો અંશ છે છતા તેમા રહેલી શક્તિનો સાક્ષાત્કાર માણસે કર્યો પરંતુ તે બુદ્ધિનું પરિણામ હિસામા જ્યારે પૂજ્ય ગાધીજીની બુદ્ધિ અહિસા અને સત્યમય હતી તેનું કેવું પરિણામ ?

પૂ ગાધીજી એક વખત મુંબાઈમાં પૂ સૌભાગ્યમલજી મહારાજ જેઓ અત્યારે રતલામમા બિરાજે છે તેઓના દર્શને ગએલા અને જૈન ધર્મના તત્ત્વો ઉપર તેમને ખૂબ રુચિ જાગેલી ત્યારે કહેલું કે તમે ગમે ત્યા વિચરતા હો અને તમોને ખ્યાલ આવે કે હુ તે ગામમા છુ તો મને જરા સમાચાર આપશો તો આપના દર્શનનો લાભ હું જરૂર લઈશ ત્યાર પછી હરિપુરામા કોગ્રેસનું અધિવેશન હતુ ત્યારે પૂ સૌભાગ્યમલજી આદિ સતો હરિપુરામાં બિરાજતા હતા તેમણે પૂ ગાધીજીને સંદેશો મોકલ્યો કે અમો અમુક જગાએ બિરાજિયે છીએ ત્યારે ગાંધીજી તો પુરેપુરા કાર્યક્રમમા ગુથાયેલા હતા છતા સવારમા પ્રાર્થના પહેલા પૂ ગાધીજી મહારાજ સાહેબ પાસે પહોચી ગયા ત્યા થોડી તેમની વચ્ચે વાતચીત થઈ પૂ સૌભાગ્યમલજી મહારાજે પૂછ્યું કે આ તમો અગ્રેજ સરકાર કે જેનું રાજ્ય એટલુ મોટુ કે તેના રાજ્યમા સૂર્ય કદી આથમતો નથી એવા રાજ્ય સામે ચળવળ ચલાવી રહ્યા છો તેમાં ક્યારે સફળ થવાની આશા રાખો છો ત્યારે પૂ ગાધીજીએ જવાબ આપ્યો કે મારા દિલમા અત્યારે એવા ભાવ વર્તે છે કે

અને વેપાર ચાલુ થઇ ગયો શ્રી નવકાર મંત્રની આરાધના શ્રદ્ધાપૂર્વક થાય તેનો પ્રભાવ પડયા વગર રહેતો જ નથી

સર્વ પાપમેલને ધોવાનુ જો કોઇ મંગલમય અને પવિત્ર તીર્થ હોય તો પંચપરમેષ્ટિ દેવો છે એ જંગમ તીર્થ જ તરણતારણ છે જગતનો ઉદ્ધાર કરનાર છે તેમની બરાબર બીજા કોઈ દેવો નથી તેથી ત્રણે લોકમા ઉત્તમ છે તેઓના ગુણોનુ વર્ણન ચામડાની જીભથી થઈ શકે નહિ પરંતુ જેના હ્રદયમા શ્રી નવકાર મંત્રનું સ્થાન પામ્યું છે તેઓ તમામ દુ ખોનો નાશ અનુક્રમે કરી શકે છે

આ ૩૫ અક્ષરો રૂપ બિંદુમા સર્વ સુખનો સિંધુ સમાયેલો છે જેમ વડના બીજમા અનંત મહાકાય વડલાઓ ઉત્પન્ન કરવાની તાકાત રહેલી છે તેમ શ્રી નવકાર મંત્રમા અપાર લબ્ધિઓ, અગણિત શક્તિઓ અને દિવ્ય સંપત્તિઓ પ્રગટ કરવાની મહાન શક્તિઓ આ બિંદુમાં સિંધુના ન્યાયે સમાયેલ છે એક મહાન ચિત્રકારે એક પાવલી જેટલી જગ્યામા ૧૦૮ હાથીઓ ચીતરેલા છે એક ચોખાના દાણા ઉપર આખો નવકાર મંત્ર ચીતરેલો છે હૈદ્રાબાદમા આવો કારીગર આવેલો તેની પાસે અમુક ચોખા હતા તે નવકાર મંત્રવાળા ચોખાની હરાજી થયેલી તેમા દરેક ચોખાના રૂ ૧૦૦૦) ઉપરાંત ઉપજેલા તે બધાનો ઉપયોગ જ્ઞાન ખાતામા થયેલો આવા એક જડ ચોખાની કિંમત નવકાર મંત્રના પ્રતાપે કેટલી વધી ગઈ તો જે ચેતનમા નવકાર મંત્ર ચીતરાઈ જાય તેની કિંમત કેટલી ? મોક્ષનુ અનુપમ સુખ અપાવે એટલી

અણુબોમ્બ એ આજના વૈજ્ઞાનિક યુગની મોટામા મોટી સિદ્ધિ મનાય છે અણુ એ પુદ્ગલ જે જે જડ છે તેનો નાનામા નાનો અશ છે છતા તેમા રહેલી શક્તિનો સાક્ષાત્કાર માણસે કર્યો પરંતુ તે બુદ્ધિનુ પરિણામ હિસામાં જ્યારે પૂજ્ય ગાધીજીની બુદ્ધિ અહિસા અને સત્યમય હતી તેનું કેવું પરિણામ ?

પૂ ગાધીજી એક વખત મુંબાઇમા પૂ સૌભાગ્યમલજી મહારાજ જેઓ અત્યારે રતલામમા બિરાજે છે તેઓના દર્શને ગએલા અને જૈન ધર્મના તત્ત્વો ઉપર તેમને ખૂબ રુચિ જાગેલી ત્યારે કહેલું કે તમે ગમે ત્યા વિચરતા હો અને તમોને ખ્યાલ આવે કે હુ તે ગામમા છુ તો મને જરા સમાચાર આપશો તો આપના દર્શનનો લાભ હું જરૂર લઇશ ત્યાર પછી હરિપુરામા કોગ્રેસનુ અધિવેશન હતુ ત્યારે પૂ સૌભાગ્યમલજી આદિ સતો હરિપુરામા બિરાજતા હતા તેમણે પૂ ગાધીજીને સદેશો મોકલ્યો કે અમો અમુક જગાએ બિરાજિયે છીએ ત્યારે ગાધીજી તો પુરેપુરા કાર્યક્રમમા ગુંથાયેલા હતા છતા સવારમા પ્રાર્થના પહેલા પૂ ગાધીજી મહારાજ સાહેબ પાસે પહોચી ગયા ત્યા થોડી તેમની વચ્ચે વાતચીત થઈ પૂ સૌભાગ્યમલજી મહારાજે પૂછ્યું કે આ તમો અગ્રેજ સરકાર કે જેનું રાજ્ય એટલુ મોટુ કે તેના રાજ્યમા સૂર્ય કદી આથમતો નથી એવા રાજ્ય સામે ચળવળ ચલાવી રહ્યા છો તેમા ક્યારે સફળ થવાની આશા રાખો છો ત્યારે પૂ ગાધીજીએ જવાબ આપ્યો કે મારા દિલમાં અત્યારે એવા ભાવ વર્તે છે કે

અંગ્રેજ સરકારનું સહેજ પણ બુરું ઇચ્છતો નથી ફક્ત અમો આપણા હક્ક માગીએ છીએ અને તે પણ અહિંસા અને સત્યના આધારે જ તો આવી મારી ભાવના ટકી રહેશે તો મારી હયાતીમાં સ્વરાજ મળશે આ ભાવના તેમણે ટકાવી રાખી તેથી જ ચર્ચીલની જગાએ એટલી સત્તા ઉપર આવી ગયા અને સ્વરાજ મળી ગયું આ જ શ્રી નવકાર મંત્રના સિદ્ધાંતોનો પ્રભાવ પૂજ્ય આચાર્ય શ્રી સ્વ જવાહરલાલજી મહારાજ જેઓ જૈન ધર્મના પ્રકાંડ વિદ્વાન તરીકે હોવાથી જૈન ધર્મના જવાહર તરીકે પ્રખ્યાતી પામ્યા હતા તેમણે પૂ ગાંધીજી સાથે પત્રવહેવાર કરી દેશના હિતમાં સેવા કરી શકાય એવી ભાવના પ્રગટ કરેલી હતી. ત્યારે પૂ ગાંધીજીએ જવાબ આપેલો કે તમે તો અહિંસા એટલે દયા માતાની ઉત્તમ સેવા કરી રહ્યા છે અને કંઈક જીવોને બોધ આપી સદાચાર શીખવી રહ્યા છો આ રીતે તમો માનવ માત્રને સદ્રસ્તે દોરી રહ્યા છો તે જ સેવાના સિદ્ધાંતો ઉત્તમ છે સ્વ પૂજ્ય પ્રસિદ્ધ વક્તા જૈન દિવાકર શ્રી ચૌથમલજી મહારાજના સંબંધમાં પણ અમોએ સાંભળેલ કે ઘણા રાજા–મહારાજાને બોધ આપી અહિંસાના માર્ગે વાળ્યા હતા અને ખૂબ પ્રખ્યાતિ પામ્યા હતા તેમણે વેદધર્મની ગીતાના ૧૮ અધ્યાયોની માફક જૈન સિદ્ધાંતોમાંથી અમુક ગાથાઓનું સંકલન કરી જૈન ગીતા તરીકે ૧૮ અધ્યાય બનાવેલા છે તે નિર્ગ્રંથ પ્રવચન રૂપે પ્રસિદ્ધ છે તે એટલું બધું ખ્યાતિ પામેલ છે કે તે પુસ્તકનો બધી ભાષામાઓમાં અર્થ રૂપે અનુવાદ થયેલો છે જેમ

ગીતા વેદધર્મના સારરૂપ છે તેમ આ પુસ્તક પણ જૈન ધર્મના સાર રૂપ જ છે અને તેમા બધેય શ્રી નવકાર મત્રનો મહિમા સારી રીતે બતાવેલો છે તેનું ગુજરાતી અનુવાદ વિવેચનપૂર્વકનો અમારા સુશિષ્ય શ્રી નવીન ઋષિજી મહારાજે કરેલ છે

સ્વ પૂજ્ય શાસ્ત્રઉદ્ધારક પૂજ્ય અમોલકઋષિજી મહારાજે પણ સતત પરિશ્રમ લઈને ૩૨ સૂત્રોનો હિન્દી અનુવાદ કરી શ્રી નવકાર મત્રની અમૂલ્ય સેવા બજાવી છે અને શ્રી નવકારનું વિવેચન સરળતાપૂર્વક "જૈન તત્ત્વ-પ્રકાશ" નામના પુસ્તકમા આશરે ૨૦૦ પાનાથી શ્રી નવકાર મંત્રનો અચિત્ય મહિમા સમજાવેલો છે અને બીજા ખડમાં શ્રી નવકાર મંત્રની આરાધનાની પણ સરળ રીતો બતાવી છે

હમણાં લગભગ દોઢ વર્ષ પહેલા આચાર્ય સમ્રાટ પૂ શ્રી આનંદઋષિજી મહારાજ હૈદ્રાબાદનુ ચોમાસું પૂર્ણ કરી રાયચુર પધાર્યા હતા અમો પણ તે સમયે રાયચુર પધાર્યા હતા ત્યારે શ્રી ઇદિરા ગાધીનું ચુટણી પ્રવચન રાયચુરમા હતુ તે દિવસ શ્રી ઇન્દિરા ગાંધી પ્રથમ આચાર્ય સમ્રાટને વદન કરવા ગયેલા અને મગલીક સાંભળેલું પછી ચુંટણી પ્રવચન આપવા ગયેલા અને તમે બધા જાણો છો તે મુજબ તેઓ ચુટણીમા સફળ થયા હતા આ રીતે શ્રી નવકાર મત્રનો અચિંત્ય પ્રભાવ બધાય ધર્મોવાળા અમુક અશે સ્વીકારે જ છે

વળી અત્યારે જે માસખમણ વગેરે તપસ્યાઓ થઈ રહેલ છે તે બધો નવકાર મત્રનો જ પ્રભાવ છે એમ નથી લાગતુ ? અન્ય ધર્મીઓ આ પ્રમાણે તપસ્યા કરી શકતા નથી અન્ય ધર્મીઓ પણ જ્યારે શ્રી નવકાર મંત્રનુ શરણું લે છે ત્યારે તેઓ પણ ઉમગપૂર્વક કરી શકે છે અહીયા આ વર્ષે એક ક્રિશ્ચિયન બેને ૨૧ ઉપવાસ કર્યા હતા એટલા માટે સર્વ સુખ અને સમાધિનુ મૂળ જ નવકાર મત્ર છે

સુખ કારણ ભવિયણ સમરો નિત નવકાર,
જિન શાસન આગમ ચૌદ પૂરવનો સાર,
એ મંત્રનો મહિમા કહેતા ન લહુ પાર,
સુરતરૂ જેમ ચિંતિત વછીત ફળ દાતાર ૧

સુર દાનવ માનવ સેવા કરે કરજોડ
ભૂવિ મડળ વિચરે તારે ભવિયણ ક્રોડ,
સુર છદે વિલસે અતિશય જાસ અનત,
પદ પહેલે નમીએ અરિગંજન અરિહંત ૨

જે પંદરે ભેદે સિદ્ધ થયા ભગવત,
પચમી ગતિ પહોચ્યા અષ્ટ કરમ કરી અત,
કળ અકળ સ્વરૂપી પચાનતક દેહ,
જીનવર પાય પ્રણમુ બીજે પદ વળી એહ ૩

ગચ્છભાર ધુરંધર સુંદર શશિહર શોભ,
કરે સારણ વારણ ગુણ છત્રીસે થોભ,

શ્રુત જાણુ શિરોમણી સાગર જેમ ગભીર,
ત્રીજે પદ નમીએ આચાર જ ગુણ ધીર ૪
શ્રુતધર ગુણ આગમ સુત્ર ભણાવે સાર
તપ વિધિ સંયોગે ભાખે અર્થ વિચાર,
મુનિવર ગુણ જુત્તા કહીએ તે ઉવજ્ઝાય,
પદ ચોથે નમીએ અહોનિશ તેના પાય ૫
પંચાશ્રવ ટાળે પાળે પંચ આચાર
તપસ્વી ગુણધારી વારે વિષય વિકાર,
ત્રસ થાવર પિયર લોકમાંહી જે સાધ,
ત્રિવિધે તેને પ્રણમું પરમારથ જેણે લાધ ૬
અરિ કરિ હરિ સાયણી ડાયણી ભૂત વૈતાળ,
સવિ પાપ પણાસે વાધે મગળ માળ
એમ સમર્યા સકટ દૂર ટળે તત્કાળ
એમ જપે જીન પ્રભુ સૂરિ શિષ્ય રસાળ ૭

આ કાવ્યમા પણ કવિએ શ્રી નવકાર મંત્રનું વિવેચન કરીને તેનો પ્રભાવ દેખાડયો છે આ દક્ષિણ દેશમા ખાસ કરીને મહારાષ્ટ્ર, કર્ણાટક અને તામીલનાડુમા ખાદીધારી મુનિ ગણેશીલાલજી મહારાજે શ્રી નવકાર મત્રનો ખૂબ પ્રભાવ પાડયો છે તેઓએ જયા ફક્ત જૈનોના એક બે ઘર હોય ત્યા પણ ચોમાસા કરીને અન્ય ધર્મીઓને તો જૈન બનાવ્યા પરંતુ જૈનોમાથી પણ મિથ્યાત્વનું ઝેર કાઢી નાખ્યું છે. તેઓ કહે અમારા ઘરમા દેવદેવીઓની મૂર્તિઓ

હોય તે, મને આપી જાઓ તો જ તમારા ઘરની ગોચરી કરુ ' એમ શ્રાવકોને બાધીને ચોમાસા કર્યાછે અને જતના માટે એટલી બધી કાળજી રાખતા કે ગુચ્છા કે રજોહરણની દાડી પછડાય તો પણ પાંચ સામાયિકનો દંડ આપતા. કોઇ બિમાર કે મુઝાયેલો માણસ તેમની પાસે જાય તો ઉપવાસ કરાવી દેતા, અને તેઓને સારુ પણ થઈ જતું. આવી તેમની શ્રદ્ધા હતી તેમની પરખદામા મુખ્યત્વે સામાયિક કરીને જ લોકો લાભ લેતા અને બહેનો કોઇ વખત ભપકાદાર કપડા પહેરીને આવે તો એમ કહેતા કે ગણેશની શાદી (લગ્ન)મા આવી છે ? આ રીતે ધર્મના સિદ્ધાતો શ્રી નવકાર મત્રને અનુલક્ષીને પોતે સમકિતને ચારિત્રમાં દૃઢ હતા અને બધાને દૃઢ કરતા તેમના પ્રભાવે અત્યારે પણ એવા દૃઢ શ્રાવકો જેઓ માથુ મુડન જ કરાવે છે અને દૃઢ સમકિતી છે માટે —

કાવ્ય

"નવકાર મત્રનો મહિમા મોટો, સૂણજો થઈ એકતાર રે,
**હૃદયે રાખી રટણ કરો તો સફળ બને અવતાર રે**
શ્રદ્ધાને ભક્તિનો હૈયે, જલતો રાખો દીવડો,
મોહ માન માયા ત્યાગીને રગે રગો જીવડો
સંકટ સમયે સહાયક થઈને ઉતારે ભવ પાર રે .હૃદયે...
અજર અમર પદ આપે એવો એક જ મત્ર અનોખો,
ઘડજો સચમના સસ્કારે માનવ મનખો મોઘો
ચૌદ પૂર્વનો સારરૂપ એ ઉતારે ભવ પાર રે.. . હૃદયે...
અરિહંત પ્રભુ પૃથ્વી પર વિચરે, દેતા ઉપદેશ અપાર રે,

સિદ્ધ પ્રભુજી મોક્ષે બિરાજે નિરંજન નિરાકાર રે,
એ બન્ને વિતરાગી દેવો તર્યા અને તારનાર રે. હૃદયે...
આચાર્ય ઉપાધ્યાય સાધુ સાધ્વી શાસનના શણગાર રે,
ગામોગામે વિહાર કરીને કરે ઘણો ઉપકાર રે,
એવા ગુરૂને શરણે જઈએ તો થાએ ઉદ્ધાર રે હૃદયે ...
એ પાચેને ભાવે નમીને, આજ્ઞા તેમની પળાય તો
જ્ઞાન દર્શન, ચારિત્ર તપનો લાભ તેને થાય રે
દાન શિયળ તપ ભાવના ભાવી કરે પોતાનો ઉદ્ધાર રે હૃદયે

આમ શ્રી નવકારમંત્રનો મહિમા અપરપાર છે તેને હૃદયમાં સ્થાપવા માટે આપણે ગુણવાન બનવુંજ પડશે તે માટે **આત્મશક્તિ વિકાસ સપ્તક** (૧) પચ પરમેષ્ટિને નમસ્કાર, (૨) તિખુત્તો વગેરેની વિધિ સહિત વંદના (૩) વિનય પૂર્વક વડીલોનો આદર કરવો, (૪) સાર અસારનો ભેદ સમજવાનો વિવેક, (૫) સમયનો સદુપયોગ–સમય જરાપણ ફોગટ ન જાય તેની કાળજી રાખી ગપ્પા સપ્પામાં ટાઇમ ન ગુમાવવો (૬) શુભ અને શુદ્ધ ભાવના હંમેશ રાખવી (૭) આત્માની ઘાત કરનારા ભાવો મગજમા આવવા ન દેવા

**માનસિક વિકાસ સપ્તક** –(૧) પ્રાકૃતિક બાધાઓ રોકવી નહી (૨) વિકૃતિઓના ગુલામ બનવુ નહીં (૩) સદા સાવધાન જાગૃત રહેવુ (૪) મન વચન ને કાયાની ચચળતા ન આવે તેની કાળજી રાખવી (૫) સમય ફોગટ ગુમાવવો નહીં (૬) નકામા વિચારો કરવા નહીં (૭) શુદ્ધ હિતકારી વિચારો કરવા

**વાચિક વિકાસ સપ્તક**-(૧) મૌન, (૨) અપશબ્દો બોલવા નહી, (૩) કોઇને પણ તુંકારો કરવો નહિ, (૪) વધારે ન બોલવુ પણ જરૂરી અને નિર્દોષ બોલવું (૫) સમયને અનુકુળ બોલવુ (૬) મધુર બોલવુ (૭) સ્વપર હિતકારી બોલવુ

**શારીરિક વિકાસ સપ્તક**-(૧) પાચ શુભ આસને બેસવુ,ટટાર બેસવુ ,ઉભા રહેવું,ડાબા પડખે સુવુ , પલાઠી વાળી બેસવું, નમોત્થુણંના આસને બેસવુ, વીરાસન એટલે ડાબો પગ જમીન પર સ્થાપી જમણો ઢીચણ ઉભો રાખી બેસવું વંદના આસન, પદ્માસન, (૨) અશુભ આસનો છોડવા, (૩) દરેક વસ્તુ જતના પૂર્વક લેવી ને મૂકવી, (૪) ચંચળતા રહિત સ્થિર રહેવુ. (૫) સમયને અનુકુળ જ પ્રવૃતિ કરવી (૬) નિયમિત અને મર્યાદિત ખોરાક વગેરેમા બનવુ, (૭) સ્વપરના હિતમાં જ કાયાનો ઉપયોગ, અહિતના કારણોથી દૂર રહેવુ

દોહા

ચોવીસ જીનકા પઠન જ્યા, જે ઘર નહી તુચ્છકાર,
વો ઘર નંદન સરિખા, વિલસિત હર્ષ અપાર.

આનંદની ૭ ચાવીઓ – (૧) જાગૃતિથી જીવો, (૨) સારામા ઉત્સાહ રોકવો નહી, (૩) દરેક ચીજોનો સદ-ઉપયોગ કરો, (૪) કોઈની યોગ્ય પ્રશંસા કરતા થાકવું નહીં (૫) નમ્રતાથી ના પાડતા શીખવુ, (૬) ઇચ્છાઓ

ઘટાડવી (૭) નાની પણ અમૂલ્ય ચીજો પ્રત્યે બેદરકાર રહેવું નહિ જેમકે હવા, પાણી, શિખામણ વગેરે—

ઘણા લોકો મૌન રાખે છે પણ સ્લેટમા લખે, ઈશારા પણ કરે, તેના કરતા ઇંદ્રિયોના વિષયમા મનનું મૌન રાખવું એ જ ઉત્તમ છે કારણ કે મન કોઇ પણ વિષયના રાગદ્વેષમા ખેચાશે નહિ તે મનનુ મૌન છે અને સાચું હિતકારક છે એમ સમજવુ આ બધા સદ્ગુણો પંચ-પરમેષ્ટિમા મુખ્યત્વે જોવા મળશે સસારી જીવો પણ કષાયો પાતળી પડે તેમ ક્રોધ માન માયા લોભ ઘટાડે તો અમુક અશે સાધક દશા પ્રાપ્ત કરે સાધુ થવાનુ કામ શું છે? સીધા થવાનુ કામ છે આ બધું નવકાર મત્રના પ્રભાવનુજ પરિણામ છે

વળી નવકાર મત્રના પ્રભાવની શું વાત કરીએ! અહીયા મદ્રાસમા કોડમ્બાકમમા શ્રી ધર્મેશ મુનિ ઠા ૩નું ચાતુર્માસ છે તેમને સવત્સરીને દિવસે સખત તાવ આવેલો પરતુ દસ વાગે વ્યાખ્યાનની પાટ ઉપર આવ્યા નવકાર-મત્રથી વ્યાખ્યાનની શરૂઆત કરી અને માઇક ન હોવા છતા પુરા અવાજથી મોટી પરખદા સાંભળે તે મુજબ વ્યાખ્યાન આપ્યુ અમો પણ કોઈ વખત તપસ્યા કરીએ ત્યારે વ્યાખ્યાન શરૂ કરતા પચ પરમેષ્ટિનુ સ્મરણ કરીએ કે તરત જ શક્તિ બોલવા માટે આવી જાય છે બા બ્ર. પૂજ્ય શારદાબાઈ મહાસતિજીની તબીયત હમેશા ઢીલી જ રહે છે પરંતુ તેઓ વ્યખ્યાન વાચે ત્યારે કોઇને ,

ખ્યાલ ન આવે કે આમને બીમારી છે આ રીતે ઘણા સત સતિઓ તેમજ સાધકોનુ બળ નવકાર મત્રના પ્રતાપે હોય છે એ વાત નિશંક છે

અત્યારે ભારત દેશમા જૈનો જેટલા સુખી છે એટલી સુખી કોઈ કોમ નથી બલ્કે સરકારની તિજોરીમા જૈનો જેટલો ટેકસ ભરે છે તેટલો જ ટેકસ બીજી બધી કોમો તરફથી ભરાય છે માટે નવકાર મત્રનુ આરાધનતું જ આ પરિણામ જોઈએ છીએ અમો તો ગામડે ગામડે ફરીએ છીએ ત્યા પણ જૈનોના થોડા ઘર હોય છે તેઓ પણ મુખ્યત્વે સુખી અને નવકાર મત્રની શ્રદ્ધાવાળા હોય છે છતા આ શ્રદ્ધા તેમની કુળ પરપરાની છે જો જૈન આગમોનુ થોડુ પણ રહસ્ય સમજવાની કોશિશ થાય તો તે શ્રદ્ધા જ્ઞાનને કારણે મજબુત બનશે અને તે જીવનો જલ્દી ઉદ્ધાર થશે

આ પ્રમાણે ભવ્યાત્મા ભક્તિભાવથી પોતાના હૃદય મદિરમા મત્રરાજ શ્રી પરમેષ્ઠિ મહામત્રની પવિત્ર પધરામણી કરે છે ભાવથી તેનુ સ્મરણ ચિંતન મનન અને ગુણગાન કરે છે તે ભવ્ય જીવો કરોડો ભવોના સચિત પાપકર્મોના પહાડો ભાગીને ભુક્કા કરી નાખે છે કર્મોની વજ્રમય દીવાલોને તોડી પાડે છે આનદઘન ચૈતન્ય આત્માના દર્શન કરાવે છે દિવ્યગતિના દ્વાર તેને માટે ખુલ્લા થઈ જાય છે વચમા જ્યા ભવો કરે છે ત્યા દશાગી

પ્રકારના સુખ પામે છે જેવા કે નિરોગી શરીર,
૧
લાંબુ આયુષ્ય, શ્રીમંતાઇ, કામ, ભોગ સંતોષ, અસ્થિ
૨ ૩ ૪ ૫ ૬ ૭
એટલે યોગ્ય વસ્તુનો યોગ્ય સમયે સંજોગ સુખભોગ,
૮
દીક્ષા, અનાબાધ એટલે સિદ્ધ અવસ્થા
૯ ૧૦

સર્વ મંત્રોનો સમ્રાટ ચક્રવર્તી શ્રી પરમેષ્ટિ મહામંત્ર સમસ્ત લોકમાત્રમા વિજયવંત વર્તે છે તેનું આલંબન લઈ જીવો સુખી થાય એ જ અભ્યર્થના

દોહા

સર્વ મંત્ર શિરોમણી જાપ બતાવ્યો વીર
સદ્ભાવે તે વર્ણવુ રાખજો મનમા ધીર (૧)
જાપે શ્રી અરિહંતના ભાગે અશુભ કરમ
શ્રી સિદ્ધ પ્રભુના જાપથી પહોચે સ્થાન પરમ (૨)
શ્રી આચારજ જાપતા સુઝે આત્મ સ્વરૂપ
ચોથા પદના જાપથી પામશો જ્ઞાન અનુપ (૩)
જાપ લોકના સાધુનો ખાસ માર્ગ શિવપુર
અહી અને પરલોકમા પામો સુખ ભરપુર (૪)
મર્મ બતાવ્યો જાપનો સમજે જીવ સુજાન
નવીન ઋષિ સુપ્રેમથી **પામો અમર સ્થાન** (૫)

*

## ( તર્જ – શાતા કીજોજી )

આનંદકારી રે, આનંદકારી રે પરમેષ્ઠિ,
પંચપદ શિવ સુખકારી રે–આનંદકારી રે .. ટેક

અરિહંતજીકા નામ બડા હૈ બોધ સુણાવે ભારી રે,
તીન જગત મે સેવે પ્રભુજી રિદ્ધિ દે સારી રે આ ૧

સિદ્ધ પ્રભુ હૈ અજર અવિનાશી આતમ અમૂરતકારી,
સિદ્ધ ક્ષેત્રમેં વાસ પ્રભુજી રિદ્ધિ દો સારી રે આ ૨

નેતા સંઘ કે ગણીવર પ્યારે છત્રીસ ગુણ કે ધારી રે,
શાસન દિપક આપ ગુરુજી જ્ઞાન દશા ઉર ધારી રે આ ૩

આગમ રક્ષક ઉપાધ્યાયજી પરમાદ સભીકો ટાળી રે,
પઢાવે પ્રેમસે જ્ઞાન ગુરુજી અજ્ઞાન જાયે હારી રે આ ૪

કરે સાધના હૃદય ભાવસે રત્નત્રયકો સાધી રે,
ભવ્ય જીવોકા આપ ગુરુજી હિતકારન કે ભાગી રે આ ૫

ગુરુ કૃપાસે નવીનઋષિ કહે સેવે જો નરનારી રે,
જાપ પ્રતિદિન કીજે ભાવસે નવકાર દેવે તારી રે આ ૬



## "નવકાર મંત્ર એ સર્વ ધર્મનો સાર" પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ સહકાર આપનાર

# સદ્ગૃહસ્થો તથા સંસ્થાઓની નામાવલી

| | | પ્રત સંખ્યા |
|---|---|---|
| ૧ | ખંભાત સ્થાનકવાસી જૈન સંઘ–સંઘવીની પોળ, ખંભાત | ૫૧૧ |
| ૨ | ભાઈલાલભાઈ જાદવજી શેઠ, શાહપુરી સ્ટેશન પાસે, મુ. કોલ્હાપુર–૪૧૬૦૦૧ | ૫૦૦ |
| ૩ | મેસર્સ બળદેવભાઈ ડોસાભાઈ, હા. નારણપુરા સંઘ, ઠે. કાનુપુર, ચોખાબજાર, અમદાવાદ–૩૮૦૦૦૨ | ૫૦૦ |
| ૪ | શામજી વેલજી વિરાણી, સ્થા. જૈન ધાર્મિક શિક્ષણ સંઘ, દિવાનપરા, વિરાણીવાળા, રાજકોટ–૩૬૦૦૦૧ | ૫૦૦ |
| ૫ | ભાનુભાઈ કેશવલાલ ભણશાળી, ગીતાંજલી ત્રીજે માળે, વાલકેશ્વરરોડ મુંબઈ–૪૦૦૦૦૬ | ૫૦૦ |
| ૬ | વાડીલાલ ફુલચંદ ઝવેરી, ગોએન્કા બીલ્ડીંગ, ચોથે માળે, ૧૬, વાલકેશ્વર રોડ–મુંબઈ–૪૦૦૦૦૬ | ૫૦૦ |
| ૭ | મણીલાલ હાજીભાઈ પટેલ, પોસ્ટ બોકસ નંબર ૫૦૦૫૩, નઈરોબી (ઇસ્ટ આફ્રીકા), કેનિયા | ૫૦૦ |
| ૮ | હરીગભાઈ નટવરલાલ, અરઅલગાપા, ચીરીયારોડ, મદ્રાસ | ૫૦૦ |
| ૯ | નવલભાઈ ઝીણાભાઈ મણીયારા, દાદર, મુંબઈ | ૫૦૦ |
| ૧૦ | હીરજી લખમશી ગાલા, પ્લોટ નં. ૬૨, બ્લોક નં. ૧૦ ત્રિવેણી બીલ્ડીંગ, ગ્રાઉન્ડ ફલોર, રોડ નં. ૨૫–સી સાયન વેસ્ટ, મુંબઈ–૪૦૦૦૨૨ | ૨૫૦ |
| ૧૧ | મોમચંદ હરીલાલ ઝવેરી, શાંતિનિકેતન સોસાયટી, નં. ૮૪ અમુલ ડેરી રોડ, સુરત નં. ૩૯૫૦૦૩ | ૨૫૦ |
| ૧૨ | જીવણલાલ એન્ડ કું. પો. બો. ૪૨૯, ત્રિચિનાપલ્લી–૬૨૦૦૦૮ | ૨૫૦ |

૧૩ કાંતાબેન લાલભાઈ મ લાલભાઈ પરભાઈની પોળ
ઘીકાંટારોડ અમદાવાદ—૩૮૦૦૦૧ ૨૫૦

૧૪ સુશીલાબેન રમણીકલાલ મહેતા વાલકેશ્વર, મુંબઈ ૨૫૦

૧૫ નંદલાલ તારાચંદ વોરા " " ૨૫૦

૧૫ A પ્રતાપ બ્રધર્સ એન્ડ ચાંદીવાલા " " ૨૫૦

૧૬ જયસુખભાઈ રમણભાઈ વેકરીવાળા " " ૨૬૦

૧૭ સુશીલાબેન ચંદ્રકાન્ત મહેતા " " ૨૫૦

૧૮ સમરતબેન ચત્રભુજ વેકરીવાલા " " ૨૫૦

૧૯ મધુબેન નટવરલાલ વોરા " " ૨૫૦

૨૦ શારદાબેન ત્રીકમલાલ વોરા " " ૨૫૦

૨૧ મેઘજીભાઈ C/O અમર સન્સ " " ૨૫૦

૨૨ પ્રેમજી હીરજી ગાલા " " ૨૫૦

૨૩ શ્રીયુત્ હરીલાલ જેચંદ દોશી ડાંજુર, વિલેજ રોડ,
ડાંજુર માર્ગ, મુંબઈ—૪૦૦૦૭૮ ૨૫૦

૨૪ સૌરાષ્ટ્ર સ્થા જૈન સંઘ ઠે નગરશેઠનો વંડો,
ઘીકાંટા રોડ, અમદાવાદ—૩૮૦૦૦૧ ૨૫૧

૨૫ શ્રીમતી કાંતાબેન મગનલાલ કેનરબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ,
બીજે માળે, મુંબઈ—૪૦૦૦૦૨ ૨૫૦

૨૬ ભાવસાર અંબાલાલ ભાઈલાલભાઈ ઠે પરામા
પ્રમુખશ્રી, સ્થાનકવાસી જૈન સંઘ, શેખની ખડકી સામે,
મુ વસો, વાયા નડીયાદ ૨૫૦

૨૭ માલચંદ સાકરચંદ શાહ શાન્તિસદન કેન્ય બ્રીજ,
ચોથે માળે બી-બ્લોક મુંબઈ. ૨૫૦

૨૮ કમળાબેન પ્રવીણચંદ નરસીદાસ, ઠે રેલવે ફાટક પાસે,
બોડેલી, જી વડોદરા ૨૫૦

૨૯ ગીરધરલાલ સાકરચંદ શાહ, ઢોકળીયા રોડ,
મુ ઓડેલી, જી વડોદરા ૨૫૦

૩૦ વિનયકાંત રામજીભાઈ પંચમીયા,
5, Old Market, Tirpur-638604 ૨૫૦

૩૧ Impire Industries, Parvati House,
Inner Circle Road, Jamshedpur-831001 ૨૭૦

૩૨ શ્રી ધનીએન, ઠે ગુલાલવાડી, મુંબઈ-૪૦૦૦૦૩ ૨૫૦

૩૩ ગાગજીભાઈ મેકણ, ફરનીચર માર્ટ, ન્યુ ઓફિસ સામે,
મુ થાણા, (મહારાષ્ટ્ર) મુંબઈ

૩૪ અમૃતલાલ ડી કોઠારી મુંબઈ હા નાનાલાલ જે ચોવટીઆ ૨૫૦

૩૫ ચંદ્રકાંત રતીલાલ એકર, લોખંડની દુકાન, રાણીગંજ,
સીકંન્દ્રાબાદ એ પી-૫૦૦૦૦૩ ૨૫૦

૩૬ વસંતલાલ કે દોશી ૩, આદર્શ બીલ્ડીંગ,
૯/૮૩ નહેરૂ રોડ, વીલેપાર્લે-ઇસ્ટ, મુંબઈ-૪૦૦૦૫૭ ૨૫૦

૩૭ શ્રી સુરત સંઘ C/o છબીલદાસ એન્ડ મહેતા
નાગર ફળીયા, પાણીની ભીંત પાસે, ગોપીપુરા, સુરત-૩૯૫૦૦૨ ૬૦૩

૩૮ હીંદ ડાયમન્ડ કું મીન્ટ સ્ટ્રીટ, મદ્રાસ-૬૦૦૦૦૧ ૨૫૦

૩૯ ભોગીલાલ હંસરાજ જૈન ૧૯૩, બીગબજાર સ્ટ્રીટ
કુંભકોણમ ૨૫૦

૪૦ બાપાલાલ એન્ડ કું રતન બજાર મદ્રાસ નં ૬૦૦૦૦૩ ૨૫૦

૪૧ હસમુખ ડેલીવાલા ગુજરાતી ટ્રેડીંગ કું 4/3/174/122
કંદાસ્વામીલેન, હૈદ્રાબાદ-A. P 500001 ૨૫૦

૪૨ હરજીવનભાઈ બાવીસી વાલકેશ્વર ૧૦૦

૪૩ નરભેરામ લવચંદ કામાણી, વાલકેશ્વર ૧૦૦

| | | |
|---|---|---|
| ૪૪ | વમનજીભાઈ આદર્શ મીઠાઈવાલા, વાલકેશ્વર | ૧૦૦ |
| ૪૫ | શાતાબેન જયતીલાલ મહેતા , | ૧૦૦ |
| ૪૬ | ગયચદ સુખલાલ શાહ ,, | ૧૦૦ |
| ૪૭ | વિલેપારલા સ્થા જૈનસઘ | ૧૦૦ |
| ૪૮ | સન્ત જુઠાલાલ ગાગજી | ૧૦૦ |
| ૪૯ | શ્રી પાલનપુરા સ્થા જૈન સઘ | ૧૬૭ |
| ૫૦ | કોલ્હાપુર સ્થા જૈન સઘ | ૧૫૧ |
| ૫૧ | કૃષ્ણનગર સોસાયટી, ભાવનગર | ૧૧૧ |
| ૫૨ | નાનાચદ શાતીલાલ સ્થા જૈન સઘ સાણદ | ૧૩૬ |
| ૫૩ | ઘાટકોપર સ્થા જૈન સઘ ઉપાશ્રય લેન | ૧૦૦ |
| ૫૪ | કોઈમ્તુરનના ભાઇઓ હા અમૃતલાલ કે શાહ | ૧૦૦ |
| ૫૫ | જયતીલાલ કે શાહ | ૧૦૦ |
| ૫૬ | નાથાલાલ બદાણી | ૧૦૦ |
| ૫૭ | શાતીલાલ જે બદાણી | ૧૦૦ |
| ૫૮ | સુભદ્રાબેન જગજીવનદાસ તુરખીયા | ૧૦૦ |
| ૫૯ | પુજાલાલ ભાઈલાલ અકીકવાલા ઠે કસારવાડ, ખભાત | ૨૫૦ |
| ૬૦ | શાતીલાલ ચુનીલાલ પટેલ મુબઈ | ૨૫૦ |
| ૬૧ | શાતીલાલ નાથાલાલ પટેલ ખભાત | ૨૫૦ |
| ૬૨ | બાબુભાઈ કાતીલાલ ઝવેરી મુબઈ | ૨૫૦ |
| | | ૧૬૦૦૦ |

આ ઉપરાત બીજી ચોપડીઓ નોધાવવા નાનાલાલ જે ચોનટીયાએ ખૂબ જ સહકાર આપેલ છે

# ખંભાત સંપ્રદાયના પૂજ્ય ગુરુદેવો તથા પૂજ્ય મહાસતીજીઓ

| | | દીક્ષા સંવત |
|---|---|---|
| ૧ | મહાન વૈરાગી પૂજ્ય શ્રી કાંતીઋષીજી મહારાજ સાહેબ | ૨૦૧૭ |
| ૨ | બા બ્ર પૂજ્ય શ્રી સૂર્યમુની મહારાજ સાહેબ | ૨૦૧૭ |
| ૩ | ,, ,, પૂજ્ય શ્રી અરવીન્દમુની મહારાજ સાહેબ | ૨૦૧૭ |
| ૪ | ,, ,, પૂજ્ય શ્રી નવીનઋષીજી મહારાજ સાહેબ | ૨૦૧૮ |
| ૫ | ,, ,, પૂજ્ય શ્રી કમલેશમુની મહારાજ સાહેબ | ૨૦૨૨ |
| ૬ | ,, ,, પૂજ્ય શ્રી પ્રકાશમુની મહારાજ સાહેબ | ૨૦૨૩ |
| ૭ | ,, ,, પૂજ્ય શ્રી ચેતનમુની મહારાજ સાહેબ | ૨૦૨૩ |
| ૮ | ,, ,, પૂજ્ય શ્રી મહેન્દ્રમુની મહારાજ સાહેબ | ૨૦૨૬ |
| ૯ | ,, ,, પૂજ્ય શ્રી દર્શનમુની મહારાજ સાહેબ | ૨૦૨૯ |
| ૧૦ | બા બ્ર પૂજ્ય શ્રી ધર્મેન્દ્રમુની મહારાજ સાહેબ | ૨૦૩૪ |
| ૧૧ | ,, ,, પૂજ્ય શ્રી મૃગેન્દ્રમુની મહારાજ સાહેબ | ૨૦૩૪ |
| ૧૨ | ,, ,, પૂજ્ય શ્રી મનોહરમુની મહારાજ સાહેબ | ૨૦૩૬ |
| ૧૩ | ,, ,, પૂજ્ય શ્રી જ્યોતિન્દ્રમુની મહારાજ સાહેબ | ૨૦૩૭ |



# ખંભાત સંપ્રદાયના પૂજ્ય મહાસતીજીઓ

| | | વિક્રમ સંવત |
|---|---|---|
| ૧ | બા બ્ર વિદુષી પૂજ્ય શ્રી શારદાબાઈ મહાસતીજી | ૧૯૯૬ |
| ૨ | પૂજ્ય શ્રી સુભદ્રાબાઈ મહાસતીજી | ૨૦૦૮ |
| ૩ | પૂજ્ય શ્રી ઈન્દુબાઈ મહાસતીજી | ૨૦૧૧ |
| ૪ | બા બ્ર પૂજ્ય શ્રી વસુબાઈ મહાસતીજી | ૨૦૧૩ |
| ૫ | ,, ,, પૂજ્ય શ્રી કાન્તાબાઈ મહાસતીજી | ૨૦૧૩ |
| ૬ | પૂજ્ય શ્રી સદ્‌ગુણાબાઈ મહાસતીજી | ૨૦૧૩ |
| ૭ | બા બ્ર પૂજ્ય શ્રી હીરાબાઈ મહાસતીજી | ૨૦૧૪ |
| ૮ | શાન્તાબાઈ મહાસતીજી | ૨૦૧૪ |
| ૯ | પૂજ્ય શ્રી કમળાબાઈ મહાસતીજી | ૨૦૧૪ |
| ૧૦ | બા બ્ર પૂજ્ય શ્રી ચંદનબાઈ મહાસતીજી | ૨૦૧૭ |
| ૧૧ | ,, ,, પૂજ્ય શ્રી રંજનબાઈ મહાસતીજી | ૨૦૨૧ |
| ૧૨ | ,, ,, પૂજ્ય શ્રી નિર્મળાબાઈ મહાસતીજી | ૨૦૨૧ |
| ૧૩ | ,, ,, પૂજ્ય શ્રી શોભનાબાઈ મહાસતીજી | ૨૦૨૨ |
| ૧૪ | બા બ્ર પૂજ્ય શ્રી મંદાકિનીબાઈ મહાસતીજી | ૨૦૨૩ |
| ૧૫ | પૂજ્ય શ્રી મંગીનાબાઈ મહાસતીજી | ૨૦૨૩ |
| ૧૬ | ,, ,, પૂજ્ય શ્રી હર્ષિદાબાઈ મહાસતીજી | ૨૦૨૬ |
| ૧૭ | ,, ,, પૂજ્ય શ્રી સાધનાબાઈ મહાસતીજી | ૨૦૨૯ |
| ૧૮ | ,, ,, પૂજ્ય શ્રી ભાવનાબાઈ મહાસતીજી | ૨૦૨૯ |
| ૧૯ | ,, ,, પૂજ્ય શ્રી પ્રફૂલાબાઈ મહાસતીજી | ૨૦૩૩ |
| ૨૦ | ,, ,, પૂજ્ય શ્રી સુજાતાબાઈ મહાસતીજી | ૨૦૩૩ |
| ૨૧ | ,, ,, પૂજ્ય શ્રી પૂર્વિશાબાઈ મહાસતીજી | ૨૦૩૭ |
| ૨૨ | ,, ,, પૂજ્ય શ્રી મનિષાબાઈ મહાસતીજી | ૨૦૩૭ |
| ૨૩ | ,, , પૂજ્ય શ્રી ઉર્વિશાબાઈ મહાસતીજી | ૨૦૩૭ |

# નવકારસી પોરસી આદિનું સમયપત્રક

| માસ | સૂર્ય ઉ<br>ક મિ | સૂ અ<br>ક મિ | નવકારસી<br>ક મિ | પોરસી<br>ક મિ | સાઢપોરસી<br>ક મિ | પરિમઢ્ઢ<br>ક મિ | અવઢ્ઢ<br>ક મિ |
|---|---|---|---|---|---|---|---|
| જાન્યુ ૧ | ૭-૨૨ | ૬—૫ | ૮-૧૦ | ૧૦—૩ | ૧૧-૨૪ | ૧૨-૪૪ | ૩-૨૫ |
| ” ૧૬ | ૭-૨૫ | ૬-૧૫ | ૮-૧૩ | ૧૦—૮ | ૧૧-૩૯ | ૧૨-૫૦ | ૩-૩૩ |
| ફેબ્રુ ૧ | ૭-૨૧ | ૬-૨૭ | ૮—૯ | ૧૦—૮ | ૧૧-૩૧ | ૧૨-૫૪ | ૩-૪૧ |
| ” ૧૬ | ૭-૧૩ | ૬-૩૬ | ૮—૧ | ૧૦—૩ | ૧૧-૩૦ | ૧૨-૫૪ | ૩-૪૬ |
| માર્ચ ૧ | ૭—૪ | ૬-૪૨ | ૭-૫૨ | ૯-૫૯ | ૧૧-૨૬ | ૧૨-૫૩ | ૩-૪૮ |
| ” ૧૬ | ૬-૫૦ | ૬-૪૮ | ૭-૩૮ | ૯-૫૦ | ૧૧-૨૦ | ૧૨-૪૯ | ૩-૪૯ |
| એપ્રિલ ૧ | ૬-૩૪ | ૬-૫૪ | ૭-૨૨ | ૯-૩૯ | ૧૧-૧૨ | ૧૨-૪૪ | ૩-૪૯ |
| ” ૧૬ | ૬-૨૦ | ૭—૦ | ૭—૮ | ૯-૩૦ | ૧૧—૫ | ૧૨-૪૦ | ૩-૫૦ |
| મે ૧ | ૬—૮ | ૭—૬ | ૬-૫૬ | ૯-૨૩ | ૧૧—૦ | ૧૨-૩૭ | ૩-૫૨ |
| ” ૧૬ | ૬—૦ | ૭-૧૩ | ૬-૪૮ | ૯-૧૯ | ૧૦-૫૮ | ૧૨-૩૭ | ૩-૫૫ |
| જૂન ૧ | ૫-૫૪ | ૭-૨૦ | ૬-૪૩ | ૯-૧૭ | ૧૦-૫૮ | ૧૨-૩૮ | ૩-૫૯ |
| ” ૧૬ | ૫-૫૫ | ૭-૨૯ | ૬-૪૨ | ૯-૧૭ | ૧૦-૫૯ | ૧૨-૪૦ | ૪—૩ |
| જુલાઈ ૧ | ૫-૫૮ | ૭-૨૬ | ૬-૪૬ | ૯-૨૧ | ૧૧—૩ | ૧૨-૪૪ | ૪—૭ |
| ” ૧૬ | ૬—૪ | ૭-૨૮ | ૬-૫૨ | ૯-૨૫ | ૧૧—૬ | ૧૨-૪૬ | ૪—૭ |
| ઓગસ્ટ ૧ | ૬-૧૧ | ૭-૨૧ | ૬-૫૯ | ૯-૨૯ | ૧૧—૮ | ૧૨-૪૬ | ૪—૪ |
| ” ૧૬ | ૬-૧૭ | ૭-૧૧ | ૭—૫ | ૯-૩૧ | ૧૧—૮ | ૧૨-૪૪ | ૩-૫૮ |
| સપ્ટે ૧ | ૬-૨૩ | ૬-૫૭ | ૭-૧૧ | ૯-૩૨ | ૧૧—૬ | ૧૨-૪૦ | ૩-૪૯ |
| ” ૧૬ | ૬-૨૭ | ૬-૪૨ | ૭-૧૫ | ૯-૩૧ | ૧૧—૩ | ૧૨-૩૫ | ૩-૩૯ |
| ઓક્ટો ૧ | ૬-૩૩ | ૬-૨૭ | ૭-૨૧ | ૯-૩૨ | ૧૧—૧ | ૧૨-૩૦ | ૩-૨૯ |
| ” ૧૬ | ૬-૩૮ | ૬-૧૩ | ૭-૨૬ | ૯-૩૨ | ૧૦—૬ | ૧૨-૨૬ | ૩-૨૦ |
| નવે ૧ | ૬-૪૬ | ૬—૧ | ૭-૩૪ | ૯-૩૫ | ૧૧—૦ | ૧૨-૨૪ | ૩-૧૩ |
| ” ૧૬ | ૬-૫૫ | ૫-૫૪ | ૭-૪૩ | ૯-૪૦ | ૧૧—૩ | ૧૨-૨૫ | ૩-૧૦ |
| ડીસે ૧ | ૭—૫ | ૫-૫૨ | ૭-૫૩ | ૯-૪૭ | ૧૧—૮ | ૧૨-૨૯ | ૩-૧૧ |
| ” ૧૬ | ૭-૧૫ | ૫-૫૬ | ૮—૩ | ૯-૫૬ | ૧૧—૧૬ | ૧૨-૩૬ | ૩-૧૬ |

**આટલું સુધારીને વાંચો**

પાન ૨૨૦ ન ૧૬ જયસુખભાઈ વેકરીવાલા ૨૫૦ નકલ

” ૨૨૧ ન ૩૩ ગાગજીભાઈ મેકણ ૨૫૦ નકલ

# ખંભાત સંપ્રદાયના પૂજ્ય મહાસતીજીઓ

| | | | વિક્રમ સંવત |
|---|---|---|---|
| ૧ | બા. બ્ર. | વિદુષી પૂજ્ય શ્રી તારાબાઈ મહાસતીજી | ૧૯૯૬ |
| ૨ | | પૂજ્ય શ્રી સુનંદાબાઈ મહાસતીજી | ૨૦૦૮ |
| ૩ | | પૂજ્ય શ્રી ઈન્દુબાઈ મહાસતીજી | ૨૦૧૧ |
| ૪ | બા. બ્ર. | પૂજ્ય શ્રી વસુબાઈ મહાસતીજી | ૨૦૧૩ |
| ૫ | ,, ,, | પૂજ્ય શ્રી કાન્તાબાઈ મહાસતીજી | ૨૦૧૩ |
| ૬ | | પૂજ્ય શ્રી સદ્‌ગુણબાઈ મહાસતીજી | ૨૦૧૩ |
| ૭ | બા. બ્ર. | પૂજ્ય શ્રી ઇંદીરાબાઈ મહાસતીજી | ૨૦૧૪ |
| ૮ | | શાન્તાબાઈ મહાસતીજી | ૨૦૧૪ |
| ૯ | | પૂજ્ય શ્રી કમળાબાઈ મહાસતીજી | ૨૦૧૪ |
| ૧૦ | બા. બ્ર. | પૂજ્ય શ્રી ચંદનબાઈ મહાસતીજી | ૨૦૧૭ |
| ૧૧ | ,, ,, | પૂજ્ય શ્રી રંજનબાઈ મહાસતીજી | ૨૦૨૧ |
| ૧૨ | ,, ,, | પૂજ્ય શ્રી નિર્મળાબાઈ મહાસતીજી | ૨૦૨૧ |
| ૧૩ | ,, ,, | પૂજ્ય શ્રી જ્યોત્સ્નાબાઈ મહાસતીજી | ૨૦૨૨ |
| ૧૪ | બા. બ્ર. | પૂજ્ય શ્રી મંદાકિનીબાઈ મહાસતીજી | ૨૦૨૩ |
| ૧૫ | | પૂજ્ય શ્રી સંગીતાબાઈ મહાસતીજી | ૨૦૨૩ |
| ૧૬ | ,, ,, | પૂજ્ય શ્રી હર્ષિદાબાઈ મહાસતીજી | ૨૦૨૬ |
| ૧૭ | ,, ,, | પૂજ્ય શ્રી સાધનાબાઈ મહાસતીજી | ૨૦૨૯ |
| ૧૮ | ,, ,, | પૂજ્ય શ્રી ભાવનાબાઈ મહાસતીજી | ૨૦૨૯ |
| ૧૯ | ,, ,, | પૂજ્ય શ્રી પ્રફુલ્લાબાઈ મહાસતીજી | ૨૦૩૩ |
| ૨૦ | ,, ,, | પૂજ્ય શ્રી સુજાતાબાઈ મહાસતીજી | ૨૦૩૩ |
| ૨૧ | ,, ,, | પૂજ્ય શ્રી પૂર્વિશાબાઈ મહાસતીજી | ૨૦૩૭ |
| ૨૨ | ,, ,, | પૂજ્ય શ્રી મનીષાબાઈ મહાસતીજી | ૨૦૩૭ |
| ૨૩ | ,, ,, | પૂજ્ય શ્રી ઊર્વિશાબાઈ મહાસતીજી | ૨૦૩૭ |